

મોંઘીબાઈ પૌત્ર ચી. નર્મદાશંકર સાથે.

Art Printing Works.



॥ ॐ नमः श्रीसद्गुरु परमात्मने ॥

# स्त्रिओनुं नित्यकर्म.

સ્વર્ગસ્થ સૌભાગ્યવતી

## પુરીબાઈ ઉર્ફે મોંઘીબાઈના

સ્મરણાર્થે

તેમના સંક્ષિપ્ત જીવનવૃત્ત સહિત.

છપાવી પ્રકટ કર્તા

મણિશંકર આનંદજી રાજગુરુ.

તથા

જયંતીલાલ આનંદજી રાજગુરુ.

પોરબંદર.

पिता शैवः शैवास्तदनु जननी बंधु सुहृदः ।
सुताः शैवाः शैवं कुलमपि च सर्वं शिवमयम् ॥
रुचिः शैवेशास्त्रे शिवचरण पूजानु सरणं ।
मुखे शैवीवाणी भवतु भगवन्मे शिव शिव ॥

સંવત્ ૧૯૬૬. ઈ. સ. ૧૯૧૦.



॥ ॐ नमः श्रीसद्गुरु परमात्मने ॥

# स्त्रिओनुं नित्यकर्म.

શ્રીસદ્ગુરુ નથુરામને પ્રેમે કરી પ્રણામ;
અલ્પ ગ્રંથ આ આદરું દ્વિજ સ્ત્રીનો વિશ્રામ.

સ્વધર્મપરાયણ આર્ય સ્ત્રિઓએ પ્રતિદિન આલસ્યઅનાદરનો ત્યાગ કરી શ્રદ્ધાપૂર્વક આ પ્રમાણે નિત્યકર્મ કરવું, કારણ કે તેથી આ લોકમાં સર્વ પ્રકારનાં સુખો, બુદ્ધિ, સંપત્તિ, સૌભાગ્ય, આયુષ્ય અને આરોગ્યની વૃદ્ધિ થાયછે: ને પરલોકમાં ક્રમે સ્વર્ગાદિ ઉચ્ચ લોકનાં સુખો પ્રાપ્ત થઇ અંતે અખંડાનંદરૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે.

## પહેલો પહોર.

પવિત્ર સ્ત્રીઓએ નિત્ય પ્રાતઃકાલમાં સૂર્યોદય પહેલાં પોતાના સ્વામીના ઉઠયા પહેલાં ઉઠી પ્રથમ પોતાના સ્વામીના મુખનું દર્શન કરી પવિત્ર સતીઓ, પોતાના સ્વામી, સદ્ગુરુ તથા શ્રીસદાશિવ કે શ્રીવિષ્ણુંનું નામ સ્મરણ કરવું, વિધવા સ્ત્રીએ શ્રીસદ્ગુરુ, શ્રીશંકર અથવા શ્રીવિષ્ણુની સ્તુતિ કરવી; પછી પથારી ઉપાડી, ઘરમાંથી સંજવારી કાઢવી. ત્યાર પછી ઝાડે જંગલ જઇ સારી માટીથી

હાથ પગ ધોઇ, કોગળા કરી દાતણ કરવું તે પછી માથું ઓળી —ગુંથી અંબોડો બાંધી વસ્ત્ર સહિત સ્નાન કરવું, વસ્ત્ર વગર નહાવું નહીં.

## સ્નાન વિધિ.

પ્રથમ વાસણમાં પોતાને જોઇએ તેટલું ટાઢું ઉનું પાણી લઇ બે હાથ જોડી નીચેનો મંત્ર બોલવો:—

**ગંગેચ યમુને ચૈવ, ગોદાવરિ સરસ્વતિ;**
**નર્મદે સિંધુ કાવેરિ, જલેસ્મિન્ સન્નિધિ કુરુ,**

ઉપરનો મંત્ર બોલી તે નહાવાના જલમાં તીર્થોનું આવાહન કરી નમસ્કાર કરી આચમન કરવું. પછી પૂર્વ દિશાભણી પોતાનું મુખ રહે તેમ બેસી નીચે પ્રમાણે સંકલ્પ કરી ગંગા, યમુના, સરસ્વતી અને નર્મદા આદિ તીર્થોમાંજ નહાઇ પવિત્ર થાઉંછું એવી ભાવના મનમાં રાખીને નહાવું.

**“ અત્રાદ્ય અમુકમાસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે દેહશુદ્ધિ સિદ્ધ્યર્થે પ્રાતઃ સ્નાન અહં કરિષ્યે ”**

એ પ્રમાણે નાહી આચમન કરી ધોયેલું વસ્ત્ર અથવા અબોટીયું પહેરવું.

## સૂર્યોપાસન.

પ્રથમ પૂજન સામગ્રી પાસે લઇને નિશ્ચિંતપણે દર્ભ અથવા ઉનના આસનપર પૂર્વભણી મુખ રાખી પલાંઠીવાળી બેસવું. ( *પદ્માસન

* આસન વિધિમાટે જુઓ “ ચોરાશી આસન સચિત્ર. ”

કે સ્વસ્તિકાસન આવડતું હોય તો તે આસન વાળીને બેસવું ) પછી **" કેશવાય નમઃ। નારાયણાય નમઃ। માધવાય નમઃ। "** એ ત્રણ મંત્રો બોલી ત્રણવાર આચમન કરી **"ગોવિંદાય નમઃ।"** એમ કહી જમણા હાથની હથેલી ધોઇ નાખવી. પછી **" વિષ્ણવે નમઃ। "** એ મંત્ર બોલી બે આંખોએ જલનો સ્પર્શ કરવો. તે પછી સૌભાગ્યવતી સ્ત્રીએ નીચેનો મંત્ર બોલીને પોતાને કપાલે કંકુનો ચાંદલો કરવો:—

**" રમામપર્ણાં સાવિત્રીં, વૈદેહીં દ્રૌપદીંચ મે;**
**સૌભાગ્યાય નમસ્કૃત્ય, કુંકુમં ધારયામ્યહમ્. "**

વિધવા સ્ત્રીએ " **શ્રી શીવાય નમઃ।** " એ મંત્ર બોલી કોરી વિભૂતિનો અથવા જલનો ચાંદલો કરવો. પછી ડાબા હાથમાં જલ લઇ " **પુનાતુમાં તત્સવિતુર્વરેણ્યમ્** " એ મંત્ર બોલી જમણા હાથનાં આંગળાંવડે કિંવા ફુલવડે પોતાના શરીર તથા આસનપર માર્જન કરવું ( પાણી છાંટવું ) તે પછી નીચે બતાવેલી રીતે ત્રણ પ્રાણાયામ કરવા:—

પ્રથમ આંખો મીચી, મૌનરાખી, જમણા હાથની છેલ્લી બે આંગળીઓથી ડાબું નાક દબાવી રાખી " **નમો ભગવતે શ્રીસૂર્યાય** " એ મંત્ર એકવાર બોલતાં જમણી નાસિકાથી પવન અંદર ખેંચવો, પછી જમણા હાથના અંગુઠાથી જમણું નાક પણ દબાવી દઇ ઉપરનો મંત્ર ચારવાર કે પોતાની શક્તિ પ્રમાણે મનમાં ભણી રહેતાં સુધી તે અંદર રોકવો, ને પછી બે વાર તે મંત્ર મનમાં બોલતાં ડાબી નાસિકાથી ધીરે ધીરે રોકેલો પવન બહાર કાઢવો, આ એક પ્રાણાયામ થયો, એવા ત્રણ કરવા.

ઉપર પ્રમાણે ત્રણ પ્રાણાયામ કર્યા પછી " **અત્રાદ્ય અમુક-માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે મમોપાત્ત દુરિતક્ષયદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં શ્રીસૂર્યોપાસન મહંકરિષ્યે** " એમ બોલી સંકલ્પ કરવો—ત્યાર પછી ઉભાં થઇ નીચેનો મંત્ર ત્રણ-વાર બોલી શ્રીસૂર્યનારાયણને પાણીના ત્રણ અર્ધ્ય આપવા.

**" નમોસ્તુ સૂર્યાય સહસ્ર ભાનવે,**
**નમોસ્તુ વૈશ્વાનર જાત વેદસે;**
**ત્વમેવ ચાર્ધ્યં પ્રતિગૃહ્ણ દેવ,**
**દેવાધિદેવાય નમો નમસ્તે.**

એ પ્રમાણે અર્ધ્યં આપી તે અર્ધ્યના જલનો બે આંખોએ સ્પર્શ કરવો.

પછી " **નમો ભગવતે શ્રીસૂર્યાય** " એ મંત્રનો એકસોને આઠવાર અથવા યથાશક્તિ જપ કરવો. પછી શ્રીસૂર્યનારાયણને બે હાથ જોડી નમસ્કાર કરવો.

તે પછી " **અનેન શ્રીસૂર્યોપાસનકર્મણા શ્રીભગવાન પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ** " એમ બોલી નીચે જલ મૂકી શ્રીસૂર્યોપાસન સમાપ્ત કરવું.

ત્યારપછી પોતાના પતિ, સદ્ગુરુ, દેવ, બ્રાહ્મણ અને પોતાના સાસુ—સસરો તથા ઘરમાં જે કોઇ વૃદ્ધ હોય તેમને બે હાથ જોડી તે ભૂમિપર મૂકી, તેપર માથું રહે તેમ નમી પગે લાગવું, એ પ્રમાણે નિત્ય અભિવાદન કરવાથી આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બલની વૃદ્ધિ થાયછે.

## જપયજ્ઞ.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે ફલને આપનાર તથા દારિદ્ર, દુઃખ, શોક, રોગ અને ભયને મટાડનાર જપયજ્ઞનું સધવા કે વિધવા સ્ત્રીએ શ્રદ્ધાપૂર્વક નિત્ય અનુષ્ઠાન કરવું. ધર્મશાસ્ત્રમાં મહર્ષિઓએ જપયજ્ઞનું મહાત્મ બહુ બહુ પ્રકારે સૂચવ્યું છે. માટે તેની સિદ્ધિસારુ સુજ્ઞ સ્ત્રિઓએ નિત્ય અર્થની સમજસાથે શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ કે શ્રીશિવમહિમ્નસ્તોત્ર આદિનો અનુકૂલતા પ્રમાણે પાઠ કરવો. સૌભાગ્યવતી સ્ત્રિઓએ વિશેષમાં સતીગીતાનો અર્થના મનનસાથે પાઠ કરવો; ને તે ન બને તો યથાશક્તિ ભગવતસ્મરણ કરવું અથવા " **શ્રીશિવાયનમઃ** " એ પંચાક્ષર મંત્રનો યથાશક્તિ જપ કરવો.

## શ્રીશિવપૂજન.

આગળ બતાવ્યા પ્રમાણે બેસી આચમન પ્રાણાયામ કરી " **અત્રાદ્ય અમુકમાસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે શ્રીશિવપૂજન મહં કરિષ્યે** " એમ બોલી સંકલ્પ કરી " **શ્રીશિવાયનમઃ** " એ મંત્ર ભણી શ્રીશંકરને સ્નાન કરાવી એનોએ મંત્ર ભણીને અનુક્રમે ચંદન, પુષ્પ, (ફુલ) ધુપ, દીપ, અને નૈવેદ્ય અર્પણ કરવાં. પછી પાન–સોપારી ને દક્ષિણા અર્પણ કરી " **શ્રીશિવાયનમઃ** " એ મંત્રની દશ કિંવા એક માળા ફેરવવી; કદાપિ તેટલું ન બની શકે તો દશ વાર તે મંત્રનો જપ કરી નીચે પ્રમાણે બોલી જલ મૂકવું.

**અનેન શિવપૂજનકર્મણા શ્રીસદાશિવઃ પ્રીયતાં ન મમ:** "

## નિત્યદાન.

આ લોક ને પરલોકમાં કરેલા દાન–પુણ્યનું ફલજ સુખરૂપે પ્રાપ્ત થાય છે, માટે ધર્મશીલ સ્ત્રીઓએ પ્રતિદિન પોતાના ઘરની સંપત્તિઅનુસાર દ્રવ્ય, વસ્ત્ર, અન્ન, ફલ કે જલ આદિનું દાન કરવાનો નિત્ય નિયમ રાખવો. કારણકે દાન ન કરવાથી દરિદ્રયાદિ દુ:ખોને પ્રાપ્ત થઇ અંતે અસદ્‌ગતિ પામવી પડે છે, માટે પ્રત્યેક ગૃહસ્થ સ્ત્રીએ એકે દિવસ દાન આપ્યાવિના રહેવું નહીં.

## બીજો પહોર.

એ રીતે પ્રાત:કાલના નિત્યનિયમથી પરવારી બીજા પહોરમાં પૂજાનાં, હોમનાં, રાંધવાનાં, બહાર વાપરવાનાં, પાણીભરી લાવવાનાં અને જલ ભરી મૂકવાનાં જેજે પાત્રો હોય તે તે સઘળાં માંજી–ઝુ-ટકી–સ્વચ્છ કરવાં. શુદ્ધ જલ જાડા વસ્ત્રના ગરણાથી ગાળીને ભરવું. પછી નિત્ય ન બને તો પૂનેમ, અમાંસ, રવિવાર, ઉત્તરાયણ કે બીજા કોઇ પર્વ–ઉત્સાહના દિવસો હોય ત્યારે તથા જનોઇ કે વિવાહાદિ માંગલિક પ્રસંગના દિવસોમાં સુવાસિની સ્ત્રીઓએ ઘરના ઉંબરા આગળ તથા આંગણામાં છાણ માટીથી લિંપી રંગની વેલો કાઢી, અગરબત્તી, ગુગળ કિંવા કોઇ સુવાસિત વસ્તુનો ધૂપ કરવો; કે જેથી તે ઘરમાં આધિવ્યાધિનો ઉપદ્રવ થતો નથી ને લક્ષ્મી તેમાં નિરંતર વાસ કરીને રહે છે. પછી રસોઇ કરવા સારુ વીણી–ઝાટકી સ્વચ્છ કરેલું અન્ન, બલતણ, પાણી તથા બીજાં જોઇતાં સાધન સામગ્રીઆદિ આગળથી જ પોતાની પાસે લઇને રસોઇના કામમાં લાગવું. સ્થિર ચિત્તે સાવધાનતા પૂર્વક રસોઇ કરવી. રસોઇમાં સ્વાદ આવવો એ રસોઇ કરનારના હાથમાં છે. તાપ સાધારણ રા-

ખર્વો; ઘરના માણસોના આરોગ્ય તથા જીવનનો આધાર તે રસોઇ-પર છે એ રસોઇ કરનારે સ્મરણમાં રાખવું. રંધાતા કે રંધાઇ ગયેલા પાકનાં વાસણ ઉઘાડાં રાખવાં નહીં. રસોઇ કરતાં ખરી જરૂર વગર વારંવાર બહાર જવું નહીં. ને સ્પર્શ ન કરવા યોગ્ય પ્રાણી–પદાર્થનો સ્પર્શ કરવો નહીં મસોતાં ધોએલાં વાપરવાં. ને રસોઇ કરતાં અકળાવું કે ઉતાવળા થવું નહી.

## વૈશ્વદેવ.

સધવા તથા વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં જો કોઇ પુરુષ વૈશ્વદેવ કરે તેમ ન હોય તો તેમણે આ પ્રમાણે વૈશ્વદેવ કરવો.

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**“ અત્રાદ્ય અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે મમગૃહે પંચસૂનાજનિત સકલદોષ પરિહાર પૂર્વકં શ્રીપરમેશ્વર પ્રીત્યર્થં વૈશ્વદેવાખ્યં કર્મ કરિષ્યે ”**

તે પછી જે અગ્નિથી રસોઇ કરવામાં આવી હોય તે અગ્નિને કુંડમાં સ્થાપી ચંદન અક્ષત અને પુષ્પથી પૂજા કરી પવિત્રતાથી રસોઇ થયેલી હોય, તો ઘીવાળા ભાતની નહીંતો કાચા ચોખા ધોઇ ઘીવાળા કરી તેની નીચેના પાંચમંત્રો ભણી પાંચ આહુતિઓ આપવી.

**“ બ્રહ્મણે નમઃ । પ્રજાપતયે નમઃ । ગૃહ્યાભ્યો નમઃ । કશ્યપાય નમઃ । અનુમતયે નમઃ । ”**

એ રીતે હોમ કરી દેવને નૈવેદ્ય ધરાવી તે રંધાયલા અન્નમાંથી ગૌગ્રાસ ( ગાયનો ભાગ ) શ્વાનગ્રાસ ( કૂતરાનો ભાગ ) અને કાગડાનો ભાગ કાઢી, તે સમયે ભૂખથી પીડાતો કોઇ અભ્યાગત આવી

મળે તો તેને ઉત્સાહપૂર્વક જમાડવો. જો તે અભ્યાગતને રાંધેલું અન્ન ખપે તેમ ન હોય તો તેને કોરું અન્ન આપવું તે પછી નીચે પ્રમાણે બોલી જલ મૂકી વૈશ્વદેવની સમાપ્તિ કરવી.

**“ અનેન વૈશ્વદેવાખ્યકર્મણા શ્રીપરમેશ્વરઃ પ્રીયતાં ન મમ ”**

# ભોજન વિધિ.

પીરસેલા પાત્રને જરા જલથી પ્રોક્ષણ કરી તેમાંથી “ ભૂપતયે **નમઃ। ભુવનપતયે નમઃ। ભુતાનાંપતયે નમઃ।** એ ત્રણ મંત્રો બોલી ત્રણવાર થોડું થોડું અન્ન ભોજન પાત્રની બહાર મૂકી એકવાર આચમન કરી, આંખોએ જલનો સ્પર્શ કરી સ્થિરતાથી જમવું.

# ત્રીજો પહોર.

ભોજન કર્યા પછી એંઠાં–અજીઠાં–વાસણ તથા જલપાત્ર આદિ-માંજી, ભોજન કરાયેલા સ્થલને તથા ચૂલાને લિંપી શુદ્ધ કરી, દિવસનાં જે જે અગત્યનાં કામો હોય તે તે સંભારીને કરી લેવાં, ને તે પછી નિશ્ચિંત થઇ પ્રીતિપૂર્વક ઘણા ઉત્સાહથી પોતાને જેમાથી સદ્‌બોધ મળે એવાં પુસ્તકો જેવાં કે શ્રીયોગવાશિષ્ઠ–મહારામાયણ, શ્રીવાલ્મિકી રામાયણ, મણિરત્નમાળા, ભામિનીભૂષણ, સાવિત્રી ચરિત્ર કિંવા સતીઓનાં ચરિત્રો તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, સદુપદેશ દિવાકર, શ્રીઉપદેશગ્રંથાવલી વગેરે પુસ્તકો નિત્ય નિયમ રાખીને લક્ષપૂર્વક વાંચવા. વિષયવાસના વધારનારા શૃંગારી ગ્રંથો કદી પણ વાંચવા નહિ.

# ચોથો પહોર તથા સાયંકાળનું કર્તવ્ય.

દિવસના ચોથા પહોરમાં ઘરમાં રહેલાં વસ્ત્રો તથા વાસણ વગેરેની યોગ્ય વ્યવસ્થા કરવી. સાયંકાળ થતાં સત્વર પવિત્ર થઇ ઘીનો દીવો પ્રકટી " **દીપો જ્યોતિ પરબ્રહ્મ, દીપો જ્યોતિ ર્જનાર્દન, દીપોહરતુ મે પાપં, સંધ્યાદીપ નમોસ્તુતે"** એ મંત્ર બોલી દીવાની પ્રાર્થના કરી નમસ્કાર કરવો. ને તે પછી ઘરમાં જોઇતા પ્રકાશમાટે તેલ આદિના બીજા દીવા પ્રકટવા. તે પછી આચમન પ્રાણાયામ કરી " **શ્રી શિવાયનમઃ** " એ મંત્રનો અવકાશ પ્રમાણે જપ કરવો. દીવો દક્ષિણદિશાભણીના મુખે મૂકવો નહી."

# રાત્રીનું કર્તવ્ય.

રાત્રિએ પહેલા પહોરમાંજ ભોજન થઇ જાય તેમ કરવું. ને એઠાં વાસણ તુરત માજી નાંખવાં, પણ વાસી રહેવા દેવાં નહીં. તે પછી સ્વચ્છ સ્થલે ઉત્તરદિશા વિના બીજી ગમે તે દિશાભણીના ઓસીકાએ સુઇ રહેવા માટે પલંગ કે પથારી તૈયાર કરવાં ને તેની પાસે જલપાત્ર તથા પ્રાતઃકાલમાં ઉઠી તુરત દર્શન કરવામાટે પોતાના સ્વામી, સદ્ગુરુ કે ઇશ્વરની છબી અને અનુકુલતા હોય તો યોગ્ય સ્થલે બલતો દીવો રાખી રાત્રિના બીજા પહોરમાં રાગદ્વેષમાં ગુંથાયેલા પોતાના ચિત્તને પતિસેવાથી શાંત કરી પવિત્ર થઇ શ્રીપરમાત્મારૂપ પતિનું સ્મરણ કરતાં નિદ્રાવશ થવું. વિધવાએ શ્રીપરમાત્માનું ભજન કીર્તન કે સ્મરણ ધ્યાન કરી શ્રીઇશ્વરનું નામસ્મરણ કરતાં નિદ્રાવશ થવું.

# સ્વર્ગવાસી સૌ. પુરીબાઈ ઉર્ફે મોંઘીબાઈનું જીવન વૃ-ત્તાંત.

---

આ બાઇનો જન્મ જામનગર તાબાના ગામ લતીપુરમાં વ્યાસ મૂળજી ભગવાનજીને ત્યાં થયો હતો. તેમની માતુશ્રીનું નામ પાર્વ-તીબાઇ. મૂળજી વ્યાસ શ્રીસદાશિવના અનન્યભક્ત હતા, ગામને પા-દર શ્રીનીલકંઠ મહાદેવની જગો છે તેમની પૂજામાંજ વખત કાઢતા. શરીરમાં સુદૃઢ અને નિષ્કપટી, ભોળા અને બહુજ ભલા તથા મિ-ત ભાષણી હતા. નાત જાતમાં પણ તે વ્યાસનાં ઘર સદ્ગુણી ભલાં અને સુશીલ ગણાતાં હતાં.

બાળપણથીજ આ બાઇ તેના માબાપના ઘરમાં સારાં પગ-લાં વાળાં ગણાતાં કેમકે એમનો જન્મ પછી તેના ભાઇનો જન્મ થયો હતો, તે એકનો એક ભાઇ જેનું નામ કાલીદાસ છે, તે કા-લીદાસે તેની બેનની આમન્યા તેમના મરણ સુધી બરાબર પાળી હતી, ભાઇબેનને અરસપરસ અતિ સ્નેહ હતો. તેની બેનના મંદવા-ડમાં ખરેખરી સારવાર કરનાર તેજ હતો. મંદવાડ વધવા લાગ્યો તેમ તેમ તે બહુ કોચવાતો. આખરે આશા મૂકી ને તેની દી-લગીરીમાં પોતાના મનની સ્થિતિ પણ જોઇએ તેવી તુરતમાં ન રહી.

તે કાલીદાસ પોરબંદરમાં જ નવ દશ વરસથયાં રાજ્યની નોક-રી કરે છે, તેથી તેમના પિતા મૂળજી વ્યાસ અને માતુશ્રી પા-ર્વતીબાઇ પણ પોરબંદર આવી રહેતાં અને તે બંને પોરબંદરમાંજ સ્વર્ગવાસી થયાં.

આ બાઇનો જન્મ લતીપુરમાં થયો, લતીપુર ગામડું ગામ. વળી ત્યાં જન્મતિથિ નોંધવાનો રીવાજ નહીં એટલે છોકરાનો જન્મ દિવસ ન લે તો છોકરીનો જન્મ દિવસ તો શાનોજ લે: તેથી આ બાઇનો જન્મ દિવસ નોંધવામાં આવેલો નહીં.

કચ્છના રહીશ વંશપરંપગથી જોતિષ વિદ્યામાં કુશળતા પામેલા પુષ્કરણા જ્ઞાતિના મિશ્રકુટુંબના પ્રસિદ્ધિ પામેલા જોશી હાલ દયારામ ગિરધર મિશ્ર કરીને છે, જેઓ જોતિષ્યવિદ્યામાં પ્રવીણ ભવિષ્યવેત્તા છે, અને કોઇ પણ અજાણ્યા માણસના હાથમાં હાથ લઇ પાંચ મિનિટ વિચાર કરી તે ઉપરથી તે માણસની જન્મોતરી યથાયોગ્ય કહી બતાવે છે. આજકાલ આવી શક્તિ ધરાવનારા પુરૂષો બહુ જોવામાં આવતા નથી. જેમના જન્માક્ષર અને જન્મોતરી હોય તેમણે પરીક્ષાની ખાતર હાથ બતાવી ખાત્રી કરતાં તેજ પ્રમાણે બરાબર વર્ષ, માસ, તિથિ, વાર, નક્ષત્ર ને જન્મસમય મળતા આવેલા ને જન્મકુંડળી તેજ પ્રમાણે કરેલી. આ કાંઇ થોડી અજાયબી નહીં. ખુશી થવાનું છે કે આવા નરરત્ન આર્યાવૃત્તની પવિત્ર ભૂમિપર આજે પણ જોવામાં આવે છે.

પંડિત દયારામ ગિરધર મિશ્ર વંશપરંપરાથી કચ્છમાં લખપતના રહીશ ને વંશપરંપરાથી જયોતિષ વિદ્યામાં કુશળતા પામેલા અને ભવિષ્યવેત્તા હતા, કચ્છમાં ઘણા હિંદુ રાજાઓ થઇ ગયા તેમજ મુસલમાનો પણ તે ભૂમિપર આવી ગયા. આ ભવિષ્યવેત્તા જોષિરાજના વડીલોની પ્રસંશા સાંભળી તેમની પરીક્ષા પણ કેટલાકોએ લીધેલી તેમાં તેમની તે વિદ્યામાં કુશળતાની ખાત્રી થવાથી તેમને કેટલાક લાગા કરી આપ્યા અને તે લાગા સદા કાયમ રહે તેટલા માટે રૂકા કરી આપેલા જે રૂકા પ્રમાણે અદ્યાપિ સુધી કચ્છમાં લાગા ચાલુ છે.

વડીલો પરાક્રમી હોઈ કીર્તિવંત થઈ તેમના પરાક્રમના ભોક્તા તેમના વંશના થાય એવા દાખલા ઘણા જોઈએ છીએ પણ જે વિદ્યામાં વડીલો પરાક્રમી ગણાયા તે વિદ્યા પેઢી દર પેઢી સાચવી વધારે સારામાં ગણાયાના દાખલા બહુ જોવામાં આવતા નથી, આ પંડિત દયારામજીએ તો તે બાબતમાં વધારે સારો દાખલો બતાવેલો છે.

આ પંડિત હાલમાં શ્રીનાથદ્વારાના ધર્મમૂર્તિ ટીકાયત મહારાજ શ્રી ૧૦૮ ગૌવર્ધનલાલજી મહારાજશ્રીની સેવામાં સમાધાની તરીકે છે આવા નરરત્નની પરીક્ષા બીજા કોણ કરી શકે. ?

પોરબંદરના મહારાજા મહારાણાશ્રી ભાવસિંહજીની પ્રકૃતિ સારી નહીં હોવાથી ને કોઈ દવાથી જોઈએ તેવો આરામ નહીં થતાં તેમની ઇચ્છા આ પંડિત દયારામ ગિરધર મિશ્ર જોષીને બોલાવવાની થઈ તે પંડિતજી મહારાજાધિરાજ ટીકાયત મહારાજશ્રીની સેવામાં શ્રીનાથદ્વારા હતા તેમને બોલાવવા ને તે બાબતમાં મહારાજશ્રી પાસે વિનતિ કરવા મહારાણા સાહેબે પોરબંદરના શ્રીનાથજીની હવેલીના લાંબી મુદતના અનુભવી કુશળ ભંડારીજી રણછોડદાસ મોરારજી જેઓ લીંમડીના રહીશ ઝાલાવાડી સંબ્વાના ઔદિચ્ય બ્રાહ્મણ છે તે તથા પોરબંદરના રહીશ પેઢી દર પેઢીથી રાજ્યની સેવા બજાવતા આવેલા નિમકહલાલ ને સ્વતંત્ર ગાંધી કુટુંબના તીજોરીનો માનનીય હોદ્દો ભોગવતા ગાંધી કાલીદાસ ઉર્ફે લક્ષ્મીદાસ કર્મચંદ જે મહારાણા સાહેબના વિશ્વાસુ અને નાનપણથી જેની મદદ રાણાસાહેબને મળેલી તે બંનેને શ્રીનાથદ્વારા મોકલ્યા. તેમણે જઈ મહારાજાધિરાજ શ્રી ટીકાયત મહારાજશ્રીને પંડીતજી દયારામ મિશ્રે, મહારાણા સાહેબ પાસે મોકલવા કારણ સાહત વિનતિ કરી, તેઓ દયાળુશ્રીએ ઘણી ખુશીથી પંડિતજીને મહારાણા સાહેબ પાસે જવા રજા આપી તેથી તે પંડિતજી મહારાણા સાહેબ પાસે આવ્યા. મહારાણાશ્રીની નરમ પ્રકૃતિને હવાપાણી માફક આવે તેવા તાબાના ગામ રાણાવાવ મુકામ રાખી રહ્યા

હતા. ત્યાં તેઓ પંડિતજી રહ્યા, પંડિતજીની વિદ્યાથી અને ઉપચારથી મહારાણા સાહેબને સંતોષ થયો અને પ્રકૃતિનેપણ માફક પડતું થવા માંડ્યું.

તે પંડિતજી સાથે આ મરનાર બાઇના પતિને સારો સંબંધ બંધાતાં તેમને ઘેર પ્રસંગોપાત આવતા જતા, આ પંડિતજીની જોતિષ વિદ્યામાં કુશળતાની ને ચેહેરો તથા હાથ જોઇ જન્માક્ષર કહી આપે છે એવી પ્રસંશા શેહેરમાં ને આસપાસમાં પ્રસરી રહી હતી. તેથી આ મરનાર બાઇના જન્માક્ષર કરી દેવા વિનતિ કરતાં પંડિતજીએ પોતાની રીત પ્રમાણે જોઇ નીચે પ્રમાણે જન્માક્ષર કરી આપ્યા.

૧૯૧૫ તથા આશો વદિ ૧૩ શાકે ૧૭૮૧ અશાડ સુદ ૮ ગુરૂ હસ્ત નક્ષત્ર. પુરીબાઇ

જન્મ.

४ शा बु
बृ
२
क ५
३ मं गु
१
१२
६
७
११ रा
९
८
१०

આ બાઇ ભાગ્યવાન છે, પુત્ર પૌત્રાદિના સુખવાળી ધર્માત્રુ પતિના હાથમાં સૌભાગ્યે જાયે તેમ છે."

આ બાઇ કોઇપણ સારા જોશી સાધુસંત કે સંન્યાસી આવે ને પ્રસંગ નીકળે તો પૂછે કે, મારૂં ભવિષ્ય મારા સ્વામીની પહેલાં થશે કે કેમ ? તેજ પ્રમાણે આ પંડિતજી દયારામ ગિરધર મિશ્રને પણ તેવો પ્રશ્ન કર્યો; ગુણજ્ઞ પંડિતજીએ હાસ્યવદને કહ્યું કે તમારૂં મરણ તમારા પતિના હાથમાં સૌભાગ્યે થશે. જન્મકુંડલી પણ તે-મજ કહે છે. બાઇએ પુછ્યું કે તેની ખાતરી શી ? પંડિતજી કહે કે બીજી તો શી ખાતરી પણ તમારી જન્મકુંડલી નાચે તે લખી આપું છું તે ઉપરથી તે કુશળ પંડિતજીએ જન્માક્ષર નીચે સ્વહસ્તે તે લેખ લખેલો છે. આવા નરરત્ન પંડિતજીની જેટલી પ્રસંશા કરીએ તેટલી થોડી છે.

બાબરામાં બેચર જાૂઠા કરીને સારા જોશી હતા. તેમની કીર્તિ પણ આસપાસમાં સારી હતી, પંચાગ પ્રસિદ્ધ કરતા તથા બીજાં પુસ્તકો પણ વેચતા ને જોતિષ ઉપર રહેતા, તેમની પાસેથી શીખી તેમના ભત્રિજા દયારામ ભવાનીશંકર જ્યોતિષ વિદ્યામાં કુ-શળ થએલા છે. તેમણે કાઠીઆવાડના ઘણા ભાગમાં રાજા રજવાડા તથા મુત્સદ્દી વર્ગમાં સારી આબરૂ મેળવેલી છે જ્યોતિષમાં સારા છે. જન્મોતરીઓ કરે છે ને તેમાંજ સમય વ્યતિત કરે છે તે મર-નારને સગપણના સંબંધમાં પણ છે તેમની સાથે પ્રસંગ નીકળતાં પૂછ્યું કે તમે ખરા જોશી હો તો મને કહો કે હું મારા પતિની હયાતીમાં મરણ પામીશ કે કેમ ? તે જોશીરાજે જોઇને કહ્યું કે તમો તમારા સ્વામીની પૂર્ણ સેવા કરી તેમની હયાતીમાં ગુજરશો" તેઓ કહે કે જો આ વાત ખરી નહીં પડે તો તમને જોઇ લેઇશ.

એવી રીતે પોતાની લઘુતાને ઇચ્છા સૌભાગ્યે ચુંદડી ઓઢીને જાઉં તો ઘણું સારૂં એમ હતી ને વાત ચીતમાં પણ તેનું બોલવું એજ હતું કે ધણીના હાથમાં સંધરાઉં તો બહુ સારૂં. દીનદયાળુ ને ભક્તવત્સલ ભગવાને આ પવિત્ર બાઇની તેમની ઇચ્છા પ્રમાણેજ સદ્ગતિ કરી.

આ બાઇનું સગપણ લગભગ સંવત ૧૯૨૩ ની સાલમાં થયું. બાબરાના રહીશ રાજગુરુ અવટંકના ગોહિલવાડી સંબ્વાના બ્રાહ્મણ વહાલજી હરદેવના નાના પુત્ર આનંદજી વેરે થયું. અને લગ્ન સંવત ૧૯૩૦ ના વૈશાક સુદિ ૧૧ ના રોજ જામનગર તાબાના ગામ લતીપુરમાં થયાં. આ વખતે તેમના પતિ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરતા હતા.

લગ્ન બાદ જાનસાથે તુરત બાબરે જવું થયું. ત્યાં ઓરી નીકળી ને ઓરીની શાંતિ થતાં તેમને લતીપુર તેડી ગયા.

તેમના પતિ રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં સારે નંબરે પાસ થતાં તેમને જૂનાગઢ તાબાના ગામ કુંતીઆણાના મહેતાજીની જગો મળી તેથી તેમણે ત્યાંની સ્કૂલના મહેતાજી પાસેથી તા. ૧૭–૨–૭૫ ના રોજ ચાર્જ લીધો.

આ બાઇના શ્વસુર પક્ષમાં તેણીનાં લગ્ન થયાં ત્યારે સાસરા વહાલજીભાઇ, સાસુ અમરબાઇ, જેઠ જીવરામ, જેઠાણી કંકુબાઇ, કાકાજી કાલીદાસ, વેલજી ને કલ્યાણજી, કાકીજી પાતળી, ઓતમ ને જમકુબાઇ, નણંદો ગોમતી, પાર્વતી ને કમર એ હતાં.

મરનારના પતિને કુંતીઆણાના મહેતાજીની જગો મળતાં તે ત્યાં ગયાં. તેમને રસોઇ આવડતી નહીં તેથી તેણીને તુરતમાં કુંતીઆણે જવું પડયું અને શરૂઆત, નાની ઉમર, લાડમાં

ઉછરેલ તેથી તેણી ન મુંજાય તેટલામાટે બાઅરેથી તેણીની સાસુ અમરબાઇ કુંતીઆણે આવી રહ્યાં.

લતીપુરમાં વિદ્યાભ્યાસ થઇ શકેલ નહીં તેથી કુંતીઆણામાં વિદ્યાભ્યાસ શરૂ કર્યો, પ્રથમ જરા મુશ્કેલી લાગી પણ પછીથી ધીમે ધીમે આખો દહાડો અભ્યાસમાંજ મન લગાડી સારૂં જ્ઞાન મેળવ્યું

કુંતીઆણા મોટું કરબાનું ગામ છતાં કન્યાશાળા નહીં હતી, કેળવણીને ચાહનાર ને હોંસ ધરાવનાર મી. દામોદરદાસ હીરજી જગડ, મરનારના પતિ વગેરેએ મળી ત્યાં કન્યાશુભેચ્છક મંડળી સ્થાપી તે મંડળીએ તે ગામમાં કન્યાશાળા તા. ૨–૩–૭૯ ના રોજ વિના આધારે ખુલ્લી કરી. ને તે કન્યાશાળાની મહેતીજી તરીકે સૌ. મોંઘીબાઇએ વગર પગારે કામ કરવા માથે લીધું ને તે જગોનું કામ લગભગ સાંગોપાંગ પાર ઉતારી કન્યાશાળા અબાદ રાખી, જે અદ્યાપી સારી સ્થિતિમાં ચાલે છે ને હાલ તેમાં ૮૩ કન્યાઓ અભ્યાસ કરે છે. ને પાંચમા છઠ્ઠા ધોરણો સુધી થઇ ગયાં છે.

કન્યાશાળાની મહેતીજીનું કામ શરૂ કર્યા પછી નામદાર જૂનાગઢના નવાબ સાહેબ તરફથી પગાર વગેરેની ગોઠવણ થઇ ને જેમ જેમ કન્યાશાળા આબાદ થવા લાગી તેમ તેમ પુરતી મદદ મળતી ગઇ. કન્યાશાળામાં વીઝીટર બૂકમાં ઘણા સારા શેરાઓ થયા છે તેમાંના મુખ્ય નમુના તરીકે નીચે જણાવાયછેઃ—

" અમે આજરોજ કન્યાશાળા તપાસી બીજાં ધોરણની કન્યાઓ તપાસી. તેઓનું વાંચન તથા લખવાની રીત ઘણી સારી છે તથા ગરબીઓ ગવરાવી તે પણ સારી બોલે છે, કન્યાશાળાનું રજીસ્ટર પણ અમારી નજરે આવ્યું તે પણ આજરોજ સુધીનું બરાબર છે.

પરીક્ષા વખત છોકરીની હાજરી ૨૪–૨૫ની હતી. કન્યાશાળા સ્થાપન થયાને એક વરસ થયું. વળી આંહીંના લોકોની હોંશ નહીં છતાં સંખ્યામાં ને અભ્યાસમાં ઠીક છે. કુંતીઆણા તા. ૨૩ મી માર્ચ સને ૧૮૮૦

**ભવાનીદાસ પ્રભુદાસ.**
વૈવટદાર. કુંતીઆણા.
**શદાશંકર વજેશંકર.**
રજીસ્ટર અ–

આજરોજ છોકરીઓની નિશાળની પરીક્ષા લીધી, કન્યાઓનું વાંચન તથા ઉચ્ચાર શુદ્ધ છે, અર્થગતિ પણ સારી છે ભરત ભરવાનો અભ્યાસ પણ ખુશી થવા જેવો છે, સમગ્ર રીતે અભ્યાસ સંતોષકારક છે અને આશા છે કે આ નિશાળને ઉત્તેજન મળવાથી તે સારા પાયાપર આવશે, મહેતાજી સાહેબ આનંદજી અને તેમની સ્ત્રી આ કામમાં સારી દીલભરી બતાવે છે એ ખુશી થવા જેવું છે. તા. ૧–૭–૮૨

**છોટાલાલ.**

સરન્યાયાધીશ. ( જૂનાગઢ )

કુંતીઆણેથી તેમના પતિની તેજ સ્ટેટના કેસોદ ગામમાં બદલી થતાં કુંતીઆણેથી તા. ૪–૩–૮૫ ના રોજ કન્યાશાળાનો ચાર્જ સોંપી કેસોદ ગયાં.

કેસોદ નાનું ગામ હતું તો પણ ત્યાં જઇ થોડી મુદતમાં કન્યાશાળા કાઢી. મોટી મોટી કન્યાઓ આવવા લાગી, તેવામાં કેળવણીને ચાહનાર સાક્ષર સોરઠ પ્રાંતના કેળવણી ખાતાના ડેપ્યુટિ

રા. રા. ગણપતરામ અનુપરામ ત્રિવેદીનો મુકામ કેસોદ થયો હતો. મે. હંટર સાહેબનો મુકામ ત્યાં થયો, સાથે કેળવણીને ઉત્તેજન આપનાર તેમનાં મડમ સાહેબ હતાં, અરજ કરતાં, ને રા. રા. ગણપતરામ અનુપરામ ત્રિવેદીના પ્રેમ ભરેલા આગ્રહથી મે. હંટર સાહેબ અને તેમનાં મડમ સાહેબ કન્યાશાળા તપાસવા આવ્યાં. મોટી મોટી ને ગામના પ્રમાણમાં કન્યાઓની સંખ્યા સારી જોઇ તેમજ રા. રા. ગણપતરામભાઇની કન્યાશાળા સ્થાપન થવા સંબંધમાં સારી કહેણીથી સારો અભિપ્રાય બંધાતાં જુનાગઢના દીવાન સાહેબને ભલામણ કરી તેથી કન્યાશાળાની મહેતીજીને પગાર મકાન વગેરેની સોઇ કરી દીધી ને કન્યાશાળા ચાલુ થઇ, ત્યાંથી તેણીના પતિએ એક વર્ષની માંગરોળ વકીલાત કરવા રજા લીધી તેથી આ બાઇએ પણ રજા લીધી. તેથી તા. ૨૪-૧-૯૦ના રોજ ત્યાંની કન્યાશાળાનો ચાર્જ ભટ્ટ મુળજી ભાણજીને સોંપી રજાપર ગયાં. તે કન્યાશાળા હાલ પણ ચાલે છે અને તે સારી સ્થિતિમાં છે. ને લગભગ ૫૦ કન્યાઓ છે.

વખતે વખતે ચોપાનીઆમાં સ્ત્રી ઉપયોગી વિષયો પણ લખી મોકલતાં.

કુંતીઆણામાં શરૂઆતમાં પોતાનો સમય અભ્યાસમાં ને પછીથી કન્યાશાળામાં ભણાવવામાં ને સ્ત્રી ઉપયોગી પુસ્તકો જેવાં કે સાવિત્રી ચરિત્ર અને તેવાં સતી સ્ત્રીઓનાં ચરિત્રો વાંચવામાં શોખ રાખતાં.

લતીપુરથી તેમનાં માબાપ તેડવા આવતાં પણ ઘરમાં જીવ એવો પરોવાઇ ગએલો કે ત્યાં જવા ઇચ્છા ન કરે બહુ થાય તો ક્વચિત દશ પંદર દિવસ જઇ આવે.

એક વખત તેમની ઇચ્છા માવતરે જવાની થતાં તૈયારી કરી, તેની સાથે માણસ વગેરેની સોઇ કરી દીધી ને કુંતીઆણેથી રવાના થઇ કુંતીઆણા તાબાનું દેવડા કરીને કુંતીઆણાથી પાંચેક ગાઉને છેટે ગામ છે ત્યાં જઇ રાત રહ્યાં, પણ ઘરથી વિખુટું પડવું તે ઠીક ન લાગતાં ત્યાંથી લતીપુર જવું માંડી વાળી પાછાં કુંતીઆણે આવ્યાં.

રસોઇનું કામ પ્રેમથી કરતાં રસોઇ સારી કરતાં, કુંતીઆણામાં આસપાસના મહેતાજીઓ વગેરે મેમાનો આવ્યા કરે છતાં રસોઇથી કંટાળતાં નહિ પણ તેમનું આતિથ્ય મોટા ભાવથી કરતાં હતાં.

ગાયપર પ્રેમ હોવાથી ગાયો પણ રાખતાં. પોતાનું કામ યથાવિધિ કરતાં ને આનંદમાં રહેતાં. મરનારના જેઠ કુંતીઆણાથી એક ગાઉને છેટે ચોટા કરીને ગામ છે ત્યાં મે. બૂથ સાહેબ તરફથી પુલ વગેરેનું કામ ચાલતું તેથી કુટુંબ સહિત ત્યાં રહેતા તેથી રજાના દિવસમાં કે જાગરણના વખતમાં ત્યાં જતાં.

સાસુ સસરાપર પોતાનો બહુ પ્રેમ, સાસુ સસરાને પણ તેણીનો સંતોષ પૂર્ણ હતો, પરણ્યાં ૬—૭ વર્ષ થઇ ગયાં છતાં સીમંત ન આવ્યું તેથી સાસુ સસરો કોચવાતાં હતાં. તેણીના જેઠ જીવરામભાઇએ આ કારણથી તેમનાપર બીજી સ્ત્રી લાવવા નક્કી કરી તેના ધણીને પૂછ્યું તેણે તેમ કરવા ચોખ્ખી ના પાડી.

દેવ દેવતાપર મરનારનો બહુ ભાવ હતો, મરનારના ધણીના કુલદેવ જમનાવડા નાગ હતા ને તેનું થાનક જેતપુર પાસે આવેલ થાણાદેવળી કરીને ગામ છે ત્યાં બહાર વડ નીચે છે. તેમનાપર પોતાની પૂરી શ્રદ્ધા તેથી તેની માનતા લીધી હતી કે મને સંતતી થાય તો હું તમારા થાનક માટે પાકો ઓટો ચણાવીશ—

તેમની શ્રદ્ધા ને ઇશ્વર કૃપાથી તે માનતા ફળી ને સંવત ૧૯૩૭ માં પુત્ર પ્રસવ્યો પછી પોતાની કરેલી માનતા પૂરી કરવા પોતાના જેઠને થાણાદેવળી મોકલી પાકો ઓટો ચણાવ્યો, ઓટો તૈયાર થયા બાદ ત્યાં પુત્રને તેડી જઇ કુલદેવાનાં દર્શન કરાવ્યાં ને બ્રાહ્મણ ભોજન કરાવ્યું. આ ઓટો કરાવવામાટે થાણાદેવળીના રહીશ. જોશી મંગળજી પ્રેમજીએ સારી મદદ કરી હતી, ને ત્યાં સતીનો એક પાવળીઓ ( પ્રતિમા ) પણ છે.

છેવટના વખતમાં જોશી મંગળજી પ્રેમજી મારફ્ત તે સતીના પાળીવઆ (પ્રતિમા)ને પણ સારો ઓટો કરાવ્યો.

તે બાઇને નીચે પ્રમાણે સંતતી હતી.

૧ પુત્ર મણિશંકર તેનો જન્મ સંવત ૧૯૩૭ શાકે ૧૮૦૨ પોશ વદિ ૩ ભોમવાર તારીખ ૧૮–૧–૮૧ના રોજ સાંજે સાત વાગે.

૨ પુત્ર શિવશંકર સંવત ૧૯૪૦ શાકે ૧૮૦૫ માગશર સુદિ ૭ ગુરૂવારે

૩ પુત્રી શિવકુંવર સંવત ૧૯૪૨ના માઘ સુદ ૨ શુક્રવારે.

૪ પુત્ર જયંતીલાલ સંવત ૧૯૪૩ ના શ્રાવણ સુદિ ૧૪ ભોમવાર તા. ૨ અગષ્ટ સને ૧૮૮૭ રાતના આઠ બજે.

૫. પુત્રી માણેક સંવત ૧૯૪૬ પોશ વદિ ૩ તા. ૯–૧–૯૦ ગુરૂવાર બારપર સવાચાર બજે.

૬ પુત્રી જયાકુંવર સંવત ૧૯૪૯ના આશો વદિ ૫ રવિવાર તા. ૨૯ મી અકટોબર સને ૧૮૯૩.

ઉપર પ્રમાણે સંતતી થઇ, તેમાં પુત્ર શિવશંકર કુંતીઆણામાં ગુજરી ગયો ને પુત્રી શિવકુંવર કેસોદમાં ગુજરી ગઇ. તે બાઇ નીચે પ્રમાણે પુત્ર પૌત્રાદિ મૂકી મરણ પામ્યાં છે.

મણિશંકરની પ્રથમ સગાઇ ધારી પાસેના કોઠાના પીપરીઆમાં જોશી લવજી પીતાંબરને ત્યાં, તેની પુત્રી નર્મદાવેરે કરી. ત્યાં નર્મદા સાથે તેનાં લગ્ન સંવત ૧૯૫૪ના માગશર સુદિ ૧૫ ગુરૂવારના રોજ થયાં. તે ધર્મશીલ, સુશીલ, સાસુ સસરા ને પતિ ભક્તિ પરાયણ બાઇ સંવત ૧૯૫૬ ના આશો સુદિ ૧૧ ના રોજ કૈલાશવાસી થઇ તેમને પુત્ર પ્રાપ્ત થવો તે બીજેજ દિવસે ગુજરી ગયો. તે પછી તે બાઇ ચારેક દિવસે પોરબંદરમાં ગુજરી ગઇ.

તે નર્મદા ગુજરી ગયા પછી મણિશંકરનાં ફરીથી લગ્ન રાજકોટના રહીશ વ્યાસ અંબારામ ભગવાનજીની પુત્રી મણિ સાથે સંવત ૧૯૫૮ ના વૈશાકવદિ ૧૧ ના રોજ થયાં. તે પનોતી મણિને ત્રણ પુત્ર ૧ નર્મદાશંકર તેનો જન્મ સંવત ૧૯૬૦ના ફાગણ વદિ ૭ ના રોજ. ૨ ભદ્રશંકર તેનો જન્મ સંવત ૧૯૬૨ના અશાડ સુદિ ૧૫ ના રોજ ને ત્રીજો છોકરો મરનારના મરણ પછી એટલે સંવત ૧૯૬૫ના મહા સુદિ ૧૪ ગુરુવારની રાત્રીના સવા અગ્યાર વાગ્યે રાજકોટમાં થયો. ( મરનારની એકાદશાના રોજ ) તે પુત્ર મણિશંકર હાલ મુંબઇમાં મોઢવણિક બોર્ડિંગના સુપ્રીટેન્ડેન્ટ છે. તે ત્યાં નોકરીપર હતા; મંદવાડ વધવા લાગ્યો તેથી તેને બોલાવવાનો તા. ૧૬–૧–૦૯ ના પોસવદિ ૯ શનીના રોજ રાતમાં તાર કર્યો. તેથી તે તા. ૧૮–૧–૦૯ પોસવદિ ૧૨ મંગળના રોજ પ્રાતઃકાળમાં સ્ટીમર રસ્તે આવી પહોંચ્યો. તેને જોઇ ખુશી થયા ને પ્રેમનાં આંસુ પાડયાં ને બોલ્યાં કે " મારો મોભી આવ્યો, મારી લીલીવાડી આવી. બચ્ચા ! હવે તું મુંબઇ જઇશ નહિ. " તે કહે કે " ભલે હું આંહી રહીશ " તેથી તે બહુ રાજી થયાં- મા દીકરા વચ્ચે અત્યંત પ્રેમ હતો.

બીજા પુત્ર જયંતીલાલની સગાઇ દુધઇના રહીશ મહેતા કાળા-હરિની પુત્રી રેવાકુંવર સાથે કરી. રેવાકુંવરની માતુશ્રીનું નામ પાર્વતીબાઇ. જયંતીલાલનાં લગ્ન સૌ. રેવાકુંવરસાથે વિધિવત્ પૂર્ણ ઉલ્લાસ સહિત સંવત્ ૧૯૫૯ના વૈશાક વદિ ૧૦ શુક્રવાર તા. ૨૨મી મે સને ૧૯૦૩ના રોજ થયાં. સૌ. રેવાકુંવરનું સીમંત આવ્યું. તેણીએ સંવત ૧૯૬૪ના માઘ સુદિ ૨ સોમવારના રોજ પુત્રીનો જન્મ આપ્યો, તે પુત્રીનું નામ ગવરી રાખ્યું હતું તે થોડા માસ જીવી ગુજરી ગઇ. તે છોકરીનો જન્મ દુધઇમાં થયો ને ત્યાંજ ગુજરી ગઇ તેથી મોંઘીબાઇ તેને જોઇ ન શકયાં તેથી બહુ દીલગીર થયાં હતાં સૌ. રેવાકુંવર પોરબંદર આવ્યાં. તેમને ધનકુંવર નામની છોકરી છે. ઘરના કામનો તમામ બોજો તેણીએ ઉપાડી લીધેલોજ હતો, તેથી તેની સાસુને તેનો પૂરો સંતોષ હતો, ઘરનું તમામ કામ સ્વર્ગસ્થ મોટી વહુ નર્મદાની પેઠે ઉપાડી લઇ સાસુને કાંઈ પણ કામ કરવા ન દેતાં બધીરીતે નર્મદાના જેવાજ ગુણો ધારણ કરેલા, મરનારની હયાતીમાં તો ઠીક પણ તેના મરણ પછી જો આવી કામઢી, નજર પહોંચાડનારી ને કામ સાથેજ સંબંધ ધરાવનારી વહુ ન હોત તો ઘરનો બોજો ઉપાડી શકત નહીં. તેની સાસુની કેલવણીથી તેણીના પેઠે નવરૂં બેસવું કે કાંઇ પણ કામ કર્યા વગર રહેવું ગમતું જ નહીં. તેમજ મરનારના મરણ પછી ઘરનો બધો કારભાર ઉપાડી લીધો છે. તેથી ઘરનાં સૌ સંતોષ પામે છે. તેમની સારી આશા જોઇ મોંઘીબાઇ સંતોષ લઇ ગયાં છે.

મોટી દીકરી માણેકનું લગ્ન હડાળા ગામના રહીશ રાવળ અવટંકના બ્રાહ્મણ ગોવર્ધન પ્રેમજીના જયેષ્ઠ. પુત્ર વિઠ્ઠલજી વેરે સંવત ૧૯૬૦ના વૈશાક વદિ ૧૧ બુધવારે કર્યાં, તેને એક પુત્રી છે.

નાની દીકરી જયાકુંવરનું લગ્ન બાખરાના રહીશ કાઠીઆવાડ-માં જોશી તરીકે પ્રસિદ્ધિ પામેલા ભોળા, નિષ્કટી ને નિરાભિમાની સુગ્ન જોશી બેચર જૂડાના ભત્રિજા દયારામ ભવાનીશંકરના જ્યેષ્ટ પુત્ર કેશવલાલ સાથે સંવત ૧૯૬૦ના વૈશાક વદિ ૧૧ બુધવારના રોજ કર્યું.

સ્વર્ગસ્થ બાઇના પતિની જન્મભૂમિ બાખરા હોવાથી ને સગાં સં-બંધી તથા જ્ઞાતિનો મોટો સમૂહ તે તરફ હોવાથી છોકરીઓનાં લગ્ન કરવા બાખરે ગયાં. ત્યાં જઇ આ છોકરીઓનાં લગ્ન પ્રસંગનો લાભ લઇ, ભક્તિપરાપણ ને ધર્મપર શ્રદ્ધા ધરાવનારીની હોંસથી શ્રી મહારૂદ્ર ને લઘુગાયત્રી પુરશ્ચરણ કર્યાં. તે શુભકાર્યનો સમારંભ ગામ બહાર કુંડ ને શ્રી નીલકંઠ મહાદેવની જગો છે ત્યાં વૈશાક સુદિ ૧૫ શુકરવારથી કર્યો ને પૂર્ણાહુતી વૈશાક વદિ ૧૧ના રોજ કરી, પૂર્ણાહુતી પછી તેજ રોજ ગોધુલિક લગ્ને બંને પુત્રીઓનું કન્યાદાન આપ્યું.

બંને દીકરીઓને લગ્ન વખતે તથા પછીથી આણાં પાળ્યાં તે વખતે હોંસથી નાતરીવાજે તથા બીજી બધી રીતે સંતોષકારક રીતે બંનેને બરાબર કરીઆવર કરી સંતોષી. પુત્રીઓપર પ્રેમ બહુ તેથી તેમને કોઇરીતે અસંતોષ ન રહે તેવી રીતે રાજી કરી તેમના મરણ પછી પણ સુશીલ પુત્રોએ મરનારની પછવાડે બંને પુત્રીઓ તથા જેઠ જીવરામભાઇની પુત્રી મણિને યથાશક્તિ આપી સંતોષીઓ.

ઢોર રાખવાની બહુ હોંસ તેથી દુઝાણું રાખ્યાં કરતાં. કુતી-આણામાં, કેસોદમાં ને છેલ્લે પોરબંદરમાં પણ ગાયો ભેંસો રાખી. ભેંસ

રાખવાની બહુ ઇચ્છા અને ભેંસને દોવા વગેરેનું તમામ કામ કરવા નાની વહુએ માથે લેવાથી ને તે સાસુ વહુની ઇચ્છાથી ભેંસો રાખી. પછી કહે કે ભેંસ તો ઠીક પણ ગાય વગર ભેંસ એકલી ઠીક નહીં. સવારમાં ઉઠી દર્શન કરાય ને પૂજા થાય માટે સારી ગાય લેવરાવી રાખી. નવી ગાય આવી તેવે વખતે પ્રકૃતિ નરમ, તો પણ બહુ પ્રસન્ન થઇ, ત્યારપછી મંદવાડ વધવા લાગ્યો તેવે વખતે તેમને પૂછ્યું કે " આ ગાય મંગાવી તે કોને આપવી છે, " કહે કે " જવાકુંવરને, " ત્યારપછી બીજું દેવા લેવાનું પૂછતાં તેના પતિને કહે કે " તમે મને પૂછોછો તો શું હું હમણાં મરી જવાની છું ? પછીથી બધું તમને કહીશ. " એમ કહી હાસ્ય કર્યું.

તેમના સસરા સાત્વિક વૃત્તિના પ્રમાણિક અને બહુ દયાળુ હતા તેમની આ નાની વહુ ઉપર બહુ પ્રીતિ હતી. કેટલીક મુદતસુધી શ્રીમંત ન આવ્યું તેથી કોચવાતા, કુંતીઆણે આવે ત્યારે પાડોશી બાઇઓને ખાનગીમાં પૂછે કે " વહુને કાંઇ આશા જેવું છે ? તે ના કહે ત્યારે આંસુ પાડે. આ મોંઘીબાઇ સસરાથી બધી રીતે સંતોષ પામેલ અને પ્રેમથી બને તેટલી સેવા કરતી. ઇશ્વરે તેમના સસરાની ઇચ્છા પૂરી કરી. તેમને પુત્રરત્નનો પ્રસવ થયો, તેથી તે પ્રસન્ન થયા. ને છોકરાને રમાડી જોઇ સંતોષ પામ્યા. સંવત્ ૧૯૩૯ માં તે બાબરામાં માંદા પડયાં પહેલાં તે કહેતા કે હવે " કેરી ગાળો છે નાની વહુ કુંતીઆણે છે તો તેના હાથની રસોઇ જમવા ને કેરીખાવા કુંતીઆણે જઇસ. " તેવામાં તે પરમ શિવભક્ત ને પવિત્ર બ્રહ્મા જેવા વહાલજીભાઇનો મંદવાડ વધ્યો ને સંવત ૧૯૩૯માં જેઠ વદ ૧ ગુરૂવારના રોજ બાબરામાંજ કૈલાશવાસ કર્યો. સૌ. મોંઘી-

બાઇએ બહુ કલ્પાંત કર્યો. મરનારની સાસુ અમરબાઇ ભોળાં જૂના જમાનાનાં ને કોમળ મનનાં હતાં. તે સાસુની પણ તેમનાપર પ્રીતિ બહુ હતી કેમકે મરનાર પણ તેની આજ્ઞાનુસાર વર્તી તે જેમ રાજી રહે તેમજ કરતાં, ખાવા પીવામાં સંભાળ રાખતાં. સંવત ૧૯૩૯માં તે બાબરામાં માંદાં પડયાં મંદવાડ બહુ નહતો, આ વખતે સૌ. મોઘીબાઇ અને તેના પતિ કેસોદમાં નિશાળ ભણાવતાં, ને તેમના જેઠ જીવરામભાઇ કુટુંબ સહિત માંગરોળ નોકર હતા. તેથી અમરબાઇને કેસોદ તેડાવી લીધાં. ત્યાં રહ્યાં. પણ શરીર ઠીક નહીં તેથી તેમને રૂચે તેવું ખાવાનું કરી આપે ને ખુશી રાખે. પછીથી માંગરોળથી જીવરામભાઇનો આગ્રહ આવતાં માંગરોળ મોકલ્યાં. ત્યાં થોડા દિવસ ઠીક રહ્યાં. પછીથી મંદવાડ વધતાં. આ મરનારના પતિ આનંદજીને માંગરોળ તેડાવતાં તે ત્યાં ગયા. મંદવાડ વધ્યો ને આ મોંઘીબાઇની સાસુ અમરબાઇ "નાની વહુને તેડાવો, નાની વહુને તેડાવો કહેતાં. સંવત ૧૯૩૯ના ફાગણ સુદિ ૪ શનીવાર તા. ૨૬—૨—૮૭ના રોજ માંગરોળમાં માજી અમરબાઇ શાંતિ પામ્યાં. જેઠ જીવરામભાઇ જે શિવભક્ત હતા તે સંવત ૧૯૫૭ મહા વદ ૧૪ તા. ૧૮—૨—૧૯૦૧ ના રોજ બાબરામાં કૈલાશવાસી થયા. તેમની પાછળ તેમની વિધવા કંકુબાઇ તથા પુત્રી મણિ છે.

ધણીથી જુદાં પડી વખતે બાબરે કે લતીપુર જવું પડતું. તેવા સમયમાં કાગળપત્ર અરસપરસ લખતા. એકાદ વખત તેણીના પતિનો કાગળ ટપાલદ્વારા આવતાં કોઇએ વાંચેલો, તે જાણતાં તે પોતાને ઠીક ન લાગ્યું. તેથી તે વાત પોતાના ધણીને કહી તે ઉપરથી નવા અક્ષર ઉત્પન્ન કરી નવીજ લીપીથી પત્રો લખવા રીવાજ રાખ્યો હતો જે અક્ષરો અદ્યાપિ છે.

પૂજ્યપાદ મહારાજ શ્રી નથુરામશર્માના સહવાસમાં ઘણાં વરસ થયાં આવેલાં અને તેઓનાં બોધવચનોને અનુસરીનેજ આખરસુધી ચાલ્યાં હતાં. મહારાજશ્રી ઉપર અને શ્રીસદાશિવ ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી. છોકરા છોકરીનાં લગ્ન પ્રસંગપર જતાં અગર ઘર બદલતાં કે તેવા શુભ પ્રસંગપર જવું થાય ત્યારે પૂજ્યપાદ મહારાજશ્રી નથુરામશર્માની ને શ્રીશંકરની છબી પ્રથમ પધરાવે તે એવા હેતુથી તે કોઇ વિઘ્ન ન આવે અને તેમની તેવી પૂર્ણ શ્રદ્ધાથી કોઇવાર વિઘ્ન આવ્યું જ નહીં. ઉનાળાના દિવસમાં કે બીજે પ્રસંગે ઘરનાં બાર ઉઘાડાં રાખે કે રહે ત્યારે કહેવામાં આવે કે ઉઘાડાં ન રાખવાં વખતે કોઇ લઇ જાય. તેના પ્રત્યુત્તરમાં કહે કે મારા બાપ મહારાજશ્રી ને શંકરદાદા ચોકી કરે છે ત્યાં કોણ આવી શકે તેમ છે? તેવા ઘણા પ્રસંગમાં બનેલું. નાના પુત્ર જયંતીલાલની જાન રાજકોટથી દુધઇ જતી હતી. રાજકોટથી ત્રણ ચાર ગાઉ ગયા તેવામાં કોઇએ ખબર દીધા કે આ પાસેની ધારમાં લોકોનો જથો બેઠો છે, તેમણે ગઇકાલે એક જાનને હરકત કરી હતી. આપણી જાતને હરકત કરશે ને લુંટી લેશે માટે દરદાગીના સંઘરો, બાજી બાઇઓ તથા છોકરાંઓના દરદાગીના ઉતરાવી લીધા, આ મરનારને જઇ તેના ભાઇ કાલીદાસ તથા બીજાએ કહ્યું કે દાગીના ઉતારી દે, આમ પૂરી બીક છે, તેણી કહે કે જેને બીક હોય તેને ભલે હોય, મારા બાપ સાથે છે તો મને લેશ માત્ર બીક નથી. મારા દાગીના નથી. જેના છે તે રક્ષણ કરશે. તે જ રોજ તે જાનને લૂંટનો ભય બે વાર લાગ્યો. ઇશ્વરે બચાવ કર્યો પણ તે શ્રદ્ધાળુ બાઇએ જરાપણ બીક ન ધરી કે દાગીના ઉતાર્યા નહીં. એમ ખરી શ્રદ્ધાવાળી હતી. ઘરમાં કોઇ માંદું સાજું થાય તો પણ દવા કરતાં તેમનો વિશ્વાસ પૂરો. પોતે તો તેજ

વિશ્વાસે રહી દવા નજ કરે. બહુ કહેવામાં આવે ત્યારે કોચવાતે મને હા કહે તેવી તેની શ્રદ્ધાથી ઇશ્વર તેનું પણ પણ રાખતા.

(દુહા) રામનામકી ઔષધી ખરી નીતસું ખાય;
અંગપીડા આવે નહીં મહા રોગ મિટ જાય ૧

પૂ. પા. મહારાજશ્રી નથુરામશર્માપર ઘણી આસ્થા તેણી એમજ માનતી કે તેઓશ્રી અમારા તરણ તારણ અને ભલું કરનાર છે. મરણ સુધી તેજ ભાવે વર્ત્યા. છેવટના વખતમાં પૂ. પા. મહારાજશ્રીની પધરામણી અત્રે સંવત ૧૯૬૫ના પોશ માસમાં થઇ હતી. તે વખતે મરનારની પ્રકૃતિ ઠીક ઠીક હતી પણ મોટા પુત્ર મણિશંકરના દીકરા ભદ્રશંકરને બહુ મંદવાડ હતો તો પણ ઍચાઇને પગે ચાલી દર્શને-શ્રવણ કરવા જતી. છેલ્લે ઘર પાવન કરવા પધરામણી કરાવી સંતોષ પામ્યાં.

શ્રીશંકર ઉપર પૂર્ણ શ્રદ્ધા તેથી શ્રી કેદારેશ્વરને હમેશાં દીવેલ પૂરાવવું, દર સોમવારે અને દર શિવરાત્રીએ તેમની રૂદ્રી પ્રેમથી કરાવતાં. શ્રાવણ માસમાં એક વખત જમવું, શ્રી કેદારેશ્વરનાં નિત્ય દર્શન કરવાં. દર સોમવારે શ્રીઝુંડેશ્વર દર્શને જવું. બાબરે જવું થાય ત્યારે કુટુંબ તથા છોકરા-વહુઓ ને છોકરીઓ સહિત જસદણ તાબામાં શ્રાઘેલાસોમનાથ મહાદેવની એકાંતમાં રમણિય જગો છે જે બાબરેથી આઠેક ગાઉ દૂર છે ત્યાં જવું ને દર્શન કરવાં. એમ શ્રીશંકર ઉપર પૂર્ણ પ્રેમ હતો અને મંદવાડમાં પણ શ્રી ભગવાનનું સ્મરણ કરતાં હતાં. સગાં સંબંધી તથા કુટુંબીઓ ઉપર તથા તેમની સંતતી ઉપર બહુ ભાવ રાખે, લૂગડાં લત્તાં આપે, તેમને દુઃખે દુઃખી થાય અને તેમની સારી સ્થિતિ જોઇ રાજી થાય.

કોઇ નોકરી કરવા લાયક હોય તો પોતાના પતિને ભલામણ કરી નોકરીએ વળગાવી દે ને પોતાથી રખાય તેટલી સંભાળ રાખે. એવો તેમનો સ્વભાવ પરગજુ તથા ઉદાર હતો.

ગરીબ ગરબાં કે ભીખારી ઘરે આવ્યાં કરે તે કોઇને નિરાશ પાછાં ન કાઢતાં. દિવસનો ઘણો ભાગ તેમાં કઢાતો.

આડોશીપાડોશી કે બીજાં જે કોઈ ઘરે આવે તેને પ્રેમથી બોલાવે, નિખાલશપણે વાત કરે. પુરૂષ વર્ગ પછી ગમે તે જાતનો હોય તો પણ ફલાણા ભાઇ એમ કહી બોલાવે. હલકાઇથી કોઇની સાથે વાત કરવાની પ્રકૃતિજ નહોતી. બાઇ માણસ સાથે પણ તેમજ વર્તન રાખતાં. આવા સ્વભાવથી સૌકોઇ તેણીનાપર પ્રેમ ધરાવતાં. કોઇને ખોટી સલાહ ન આપતાં સ્પષ્ટવક્તા હોવાથી જેવું હોય તેવું પેટમાં પાપ ન રાખતાં મોઢે જ કહીદેતાં, જે હાલના જમાનાનાં માણસ પસંદ ન કરે પણ પરિણામે તે વચન શ્રેયકર થઇ પડે ત્યારે તે વચનની પરીક્ષા થતી.

સંવત ૧૯૫૯માં એટલે સને ૧૯૦૩ની સાલમાં જે વખતે લોર્ડ કર્ઝને દીલ્હીમાં દરબાર ભર્યો, તે વખતે અમલદારવર્ગ, વકીલવર્ગ વગેરે તે પ્રસંગનો લાભલઇ દીલ્હી તરફ જવા તૈયારી કરવા લાગ્યા. મરનારને કાને તે વાત આવી. તેથી તેણે પોતાના પતિ જમવા બેઠા ત્યારે સહજ વાત કરી કે સૌ દીલ્હી તરફ જાય છે તો આપણે પણ યાત્રા કરી આવીએ તો કેમ? તેના પતિને તે વાત પસંદ આવી તેથી તેજ રોજ પ્રયાણ કરવાની તૈયારી કરી, સંગાથે શ્રીયુત પીતાંબરદાસ કુબેરજીને રજા લેવડાવી લીધા. જાત્રાઓ કરી આવેલ ને અનુભવી તથા અક્કાળુ લુવાણા ઠક્કર શેઠ કુરજી

દેવજી જેઓ મુંબઇમાં ઘણાં વરસથી કાપડની મોટી દુકાન ચલાવે છે તે શેઠ પોરબંદરમાં હતા, તેમની સાથે જાત્રાની વાત કરી તેને કહ્યું કે ચાલો યાત્રાએ જવું છે. તે કહે કે ઠીક છે. મેં કહ્યું આવતી કાલેજ ચાલવું છે તેમણે તે વાત કબુલ રાખી અને પોતાની સ્ત્રી-પુત્ર સહિત આવવા તૈયાર થયા પોરબંદરથી સંવત ૧૯૫૯ ના માગશર વદિ ૭ રવિવાર તા. ૨૧-૧૨-૦૨ ના રોજ યાત્રાર્થે પ્રયાણ કર્યું. માર્ગમાં અમદાવાદ, સિદ્ધપુર, અજમેર-પુષ્કરજી, મથુરા, વંદ્રાવન, ગોકુલ, દાઉજી શ્રીકાશી, ને વળતાં ઉત્તરાયનના રોજ પ્રયાગ રાજમાં ત્રિવેણીમાં સ્નાન કરી પોશ વદિ ૬ સોમવારના રોજ પોરબંદર આવ્યાં.

તેમને કોઇ જાતનું વ્યસન હતુંજ નહિ. સોપારી વટીક ખાવાનો અભ્યાસ નહીં. ખાવા પીવામાં ઘણીજ સાદાઇ, પોતાને મિષ્ટાન્ન કે તેવા પદાર્થ ઉપર ભાવ નહિ મિષ્ટાન્ન કર્યું હોય તો પણ પોતાને માટે બાજરાનો રોટલો કરાવે.

આડોશી પાડોશી કે અન્ય સાથે કોઇ દિવસ તાણીને બોલવું નહી. કજીઆ કંકાસથી વેગળાં ભાગે, છોકરાં છૈયાંના કજીઆમાં પણ કોઇને કાંઇ ન કહે, કોઇ તાણીને બોલી જાય તો સામો તેને જવાબ ન આપે. અને ગભરાટ થાયતો શાંતપણે એકલાં બેસી રહે.

સફાઇ ને ચોખ્ખાઇ રાખવામાં તો ધડો લેવા જેવી હતી. ગંદાઇ બીલકુલ પસંદ નહીં. ઘર, આંગણું સરસામાન લૂગડાં લત્તાં સાફ રાખે. પોતાનું અને પોતાના પતિનું પાણી સ્વચ્છતાથી ભરાવી જુદુંજ રાખે. તેને કોઇ અડી ન શકે, બીજાં માટે બીજું પાણી. કોઇના આસનપર બેસવું નહીં, કોઇનું પહેરવાનું લૂગડું પહેરવું

નહીં, તેમ પોતાનું કપડું કોઇને આપવું નહીં, તેને આપે તો તે પોતે વાપરે નહીં. પથારીનું પણ તેમજ. નાહ્યા ધોયા વગર કોઇ છોકરાં કોઇપણ પાણીઆરે ન અડીશકે એવી સખત મનાઇ, મેમાન સેમાનને પાણી માગે એટલે આપે. કોઇ પાણીઆરે અડે નહીં એવો કાયદો. તેણીના પતિ વખતો વખત ટોકે કે કહે છતાં કોઇ દિવસ તેની સેવા પ્રત્યે લેશમાત્ર ન્યૂનભાવ રાખેલ નહીં પતિસેવા તેનાં પૂજાનાં સાધન અને કપડાં લત્તાંની સંભાળમાંજ અહોનિશ રટણ એવી ઘણી રીતભાત વખાણવા જોગ હતી. પોતાના સ્વમીનાં ધોતીઆં પોતીઆં. ઓછાડ, બદન વગેરે સ્વહસ્તેજ ધોવાનો નિયમ. બીજા કોઇને ધોવા ન આપતાં પોતેજ ધુએ.

કેટલીક મુદતસુધી સુગંધી ચંદન—કેસરથી શ્રી રામનામ આખા દિવસમાં બની શકે તેટલાં લખ્યા કરતાં ને તેવી ઘણી ચોપડીઓ લખી રાખી હતી.

શ્રાવણ મહિનામાં શ્રી પંચાક્ષર મંત્રનાં બને તેટલાં લઘુ પુરશ્ચરણ થાય તેટલી રોજ માળા કરતાં.

દરેક સોમવાર, અગ્યારસ ને શિવરાત્રીનું વૃત્ત કરી એક વખત ભોજન લેતાં.

ઘરમાં જેમ માણસો જાજાં તેમ તે પ્રસન્ન રહેતાં. છોકરાઓને નજરથી દૂર રાખવામાં બહુજ કોચવણ. છોકરા મારી નજર આગળ હોય તો ઠીક. આફ્રિકા કે તેવે દૂર દેશ જવાનું છોકરા કહે તો મારે પરદેશની કમાણી નથી જોઇતી એમ કહે. નાનો છોકરો જયંતીલાલ કરાંચી ગયો હતો ત્યાં થોડું રહ્યો, રોજ કોચવાયા કરે છેલ્લે તારકરી બોલાવી લીધો, તે પોરબંદર આવ્યો. એમના

મરણ પહેલાં છ સાત માસને સુમારે જયંતીલાલ આફ્રિકા જવા પાછો તૈયાર થયો અને એક મેમણસાથે ત્રણ વરસના બંધનથી જવા ઠરાવ કર્યો તે ખબર પડતાં ઘણો કલ્પાંત કર્યો કે હું નહીં જવા દઉં, હું મરી જાઉં તે પછી જજે. છોકરો કોચવાયો પણ પરદેશ જવા ન દીધો. મોટો છોકરો મુંબઇ નોકર છતાં તે ઘર આગળ હોય તો સારું એવી છોકરાઓ ઉપર મમતા. મોટા છોકરા મણિશંકરના છોકરા નર્મદાશંકર અને ભદ્રશંકર બેઉને પોતે પોતાની પાસે રાખી ઉછેર્યા તેની જનેતાની લેશમાત્ર તે છોકરાઓએ પરવા રાખી નહોતી.

પોતાનો સૌભાગ્યનો શણગાર પોતે કદી દૂર કર્યો નહોતો, ગમે તેવો શોગ આવ્યો હશે તો પણ પોતે તે શણગાર ન્યૂન કરેલ નહીં, તે આખર વખત સુધી રહ્યો અંતકાળે પણ તે બીજાએ ઉતાર્યો.

પરણી આવ્યાં ત્યારથી સદા આનંદમાંજ રહેલ, ને સદા સારૂંજ જોતાં, પોતાની હયાતીમાં પોતે કદી દુઃખ જોએલ નહીં. સગા સંબંધી બીજાનો શોગ આવે તો દીલગીર થાય, પણ શોગીઆં કાળાં કપડાં પર તો તેનો અતિશય તીરસ્કાર. શોગ વધારે રાખે નહીં તેમ બીજાને રાખવા પણ આપે નહીં.

બહારગામ જવું હોય કે ગામમાં દર્શને જવું હોય તો પણ એકલાં જવા ખુશી નહિ. ભીડાભીડની જગોએ દર્શને કદી જતાંજ નહીં. માત્ર શંકરને દર્શનેજ જવાની ટેવ હતી. બીજી કોઇ જગોએ દર્શન કરવા કે કથામાં આવવા કોઇ કહે તો કહે કે મારે ઘરમાં દર્શન છે ને કથા પણ છે. ઘરની બહાર ન નીકળતાં અહોનિશ ઘરમાં જ રહે. સેવા પુજા કરે છોકરાં છૈયાં વહુઓની દેખરેખ રાખે ને ભીખારીઓને સમજાવે ને સદા રાંક સ્વભાવથી વર્તે.

તે ધર્મપત્નિનું અહોનિશ વર્તન નીચે પ્રમાણે હતું:—

૧ પતિની પહેલાં ઉઠી મહારાજશ્રીની છબી, શ્રી સદાશિવની છબી ને પોતાના પતિનું મુખ જોઇ દર્શન કરવું. તે પછી પોતાના સ્વામીમાટે દાતણ પાણી વગેરે તૈયાર કરે. શૌચ કરવા જવામાટે પાણી ભરી જાય ને માટી લઇ મૂકે.

૨. ત્યારપછી પોતે શૌચ કરી સ્નાન કરી અબોટીયું પહેરે તેટલામાં તેના સ્વામી દાતણ કરી લે.

૩. પોતાના સ્વામીમાટે ખડાં-ચાંખડીઓ મૂકે, ઉનાપાણીમાં સમાણ કરી પોતાના ધણીનાં અબોટીઆં ને ટુવાલ લઇ હાજર કરે.

૪. પોતાના સ્વામીને સ્નાન કરાવી તે પૂજા કરવા આસનપર બેસે એટલામાં ઘીનો દીવો, અગરબત્તી, ચોખા, પુષ્પ તૈયાર કરી પોતાના સ્વામીની પૂજા કરે પછી જમણા પગનો અંગુઠો ધોઇ પીએ.

૫. તે પછી સૂર્યોપાસન કરે.

૬. તે થઇ રહ્યા પછી પૂજ્યપાદ મહારાજશ્રી નથુરામશર્માની પ્રસાદીની રૂપે મઢાવેલ પાદુકાની પૂજાં કરે.

૭. ને પછી શ્રીગણપતિજી શ્રી શંકરની છબી વગેરેની પૂજા કરે.

૮. પછી બેઠાં બેઠાં યથાશક્તિ પંચાક્ષર મંત્રનો જપ કરે. (શરીરસારૂં હતું ને વધારેવાર બેસી શકે તેવી શક્તિ હતી ત્યાં સુધી દરરોજ તે મહામંત્રની સો સો માળા કરતાં.)

૯. શ્રીદક્ષિણામૂર્તિનો મૂખપાઠ.

૧૦. શ્રીમદ્ભગવદ્ ગીતાજીના પંદરમા અધ્યાયનો નિત્ય મુખપાઠ.

૧૧. સાધુ શ્રી પ્રીતમદાસજીના કક્કાનો મૂખપાઠ.

ઉપર પ્રમાણે નિત્યકર્મથી પરવારી પોતાના ધણીનાં ધોતીઆં પોતીઆં ધુએ તેટલામાં ભોજન સમય થાય એટલે કામપરથી તેણીના પતિ આવે એટલે તેને મધ્યાન સ્નાન કરાવે ને પૂજા વૈશ્વદેવની સામગ્રી તૈયાર કરી રાખે. પછી ભોજન પવિત્રતાથી રંધાયલું, ઉનું ઉનું પ્રેમથી પીરસે. ઘી દૂધ વગેરે ચીજો હમેશાં સારીરીતે મૂકે. ભોજન કરી રહે ત્યારપછી તેમાટે પાન સોપારી પાણી મૂકી પછી રજા લઇ જમવા જાય પોતાનો સ્વામી ભોજન ન કરે તો પોતે પણ ન ખાય, રાત્રીએ જમે તો પોતે રાત્રીએ જમે. કોઇ પણ સારી ચીજ ઘરમાં આવે કે કરે તો પોતાના ધણીપાસે ધરી તે ચાખે ત્યાર પછીજ પોતે ખાય. આ નિયમ ઠેઠ છેલ્લી ઘડી સુધી સાચવ્યો.

પોતાના પતિને ભોજન કરાવ્યા પછી પોતે, વહુઓ, છોકરીઓ જમે.

પોતાના પતિની થાળી હોય તેમાંજ જમવાનો નિયમ. જમી રહ્યા પછી જેમ બને તેમ રસોડાને તુરત ગાયના છાણથી સાફ કરાવે, વાસણો બહાર કઢાવે, ને કામકરનારી વેળાસર માંઝી નાંખે તેવી ટેવ પાડી હતી.

તે પછી બપોરનાં ધોતીઆં પોતીઆં ધુએ, કાંઇ લૂગડું ફાટયું તૂટયું હોય તો સાંધે.

બપોરપછી હમેશાં શ્રીરામાયણ વાંચે તે પોતાના સ્વામી કોર્ટમાંથી આવે ત્યાંસુધી, છેલ્લા ભાગમાં આંખ નબળી હોવાથી વાંચી ન શકતાં તો છોકરીઓ સતીમંડળ, સાવિત્રી ચરિત્ર, ગીતાજી વગેરે વાંચે તે સાંભળે, નાના પૌત્રને રાખે. તેણીના પતિ આવ્યા પછી તેને પાણી, પાન સોપારી આપી પાસે બેસે ને વ્યવહારની કાંઇ ચીજો જોઇએ તો તે બાબત કહે.

સાયંકાળે સ્નાન કરી સૂર્યોપાસન કરે, ને બેઠાં બેઠાં શ્રીપંચાક્ષર મંત્રનો જપ કર્યા કરે.

પોતાના પતિને સાયં સ્નાન કરાવે. અબોટીઆં આપે સંધ્યાનો પૂજાપો તૈયાર કરે, સાયંહોમ માટે દર્ભ, સમીધ, ચોખા, ઘીની ને ધૂપ દીવાની તૈયારી કરી આપે ને રાત્રી ભોજનના સમયસુધી જપ કર્યા કરે.

પતિને રાત્રી ભોજન કરાવી, પોતે અને ઘરનાં સ્ત્રીવર્ગનાં સૌ ભોજન કરે. સવારની પેઠે રસોડું વગેરે તુરત સાફ કરાવી વાસણો બહાર કઢાવે.

પછીથી પથારી કરાવે.

પોતાના પતિ સુએ ત્યારે તેના પગ દાબી પછીથી પોતાની પથારીમાં સુએ, સુતી વખતે ઇશ્વર સ્મરણ કરે.

ધણી બહારગામ જાય તો તેની છબીની પૂજા કરે ને ધણીના રોજ જમવાના નિયમનો વખત થાય ત્યાર પછી જમે.

ધણીની સેવા, ધણીને સારૂં ભોજન કરી જમાડવું, તેનાં કપડાં પથારીનાં આદિક સાફ રાખવાં ને તે કોઇ પ્રકારે ન કોચવાય તેવી સદા ચિંતા રાખી વર્તન કરે. બહારગામ તેણી સાથે હોય તો પોતાના નિયમ પ્રમાણેજ પુજા સેવા વગેરે કરે, ને ફિકર રાખે.

પોતાના પતિ સાથે પ્રસંગોપાત વાત નીકળે ત્યારે તેની એજ માગણી કે પ્રભુ મને તમારા હાથમાં મોત આપે ને ચુંદડી ઓઢીને જાઉં, મારી ભગવાન પાસે એજ આરદા છે. મેં કોઇનો ટુંબો ખાધો નથી ને ખાઇ નહિ શકું. છોકરા વહુઓ સારાં છે, પણ તમારા હાથમાં સંધરાઉં તો ઠીક.

પોતે માંદાં પડયાં તે વખતે તેણીના ધણીની પ્રકૃતિ પણ સારી નહોતી તેથી પોતે કોચવાવા લાગ્યાં કે હું માંદી પડી તો તેની ચાકરી કોણ કરશે એવી લલુતા, હું પગ દાબી શકતી નથી, નાહી શક્તિ નથી, કાંઇક ઠીક થાય તો નાહી પવિત્ર થઈ પગ દાબ-વા જઇશ.

નાટક, ખેલ કે મેળા જોવાની ઇચ્છાજ નહી ને કદી જાય પણનહીં.

નિર્લજ ગીતો ગાવાં કે સાંભળવાં, અગર હોળી જેવા તેહેવા-રોમાં કે નીચ કુળની કે હલકી સ્ત્રીઓસાથે વાત કરવા પણ ખુશી નહીં.

પોશ સુદિમાં તાવનો ઉપદ્રવ થયો, છ સાત દિવસ તેમાં ખાઈ શકાયું નહીં ને અશક્તિ વધવા લાગી. ખાવાનું કોઇ કહે તો કોચ-વાય. એકવાર કાંજી કરીને આપી તો પચી નહીં. પછીથી કાંઇક ત્રિદોષનો ઉપદ્રવ જણાયો, દેશી વૈદની દવા ચાલતી હતી, તે દવાથી અસર ન થઇ, મુંબઇથી મણીશંકર આવી પહોંચ્યો, ત્યારે શુદ્ધિમાં બોલ્યાં ચાલ્યાં. દાકતરની દવાનો તિરસ્કાર હતો, ને કોઇ દિવસ દવાખાનાની દવા ખાતાં નહીં, પોશ વદ ૧૦થી રોગ વધવા લાગ્યો, અહીંના દાકતર હુશીઆર ને સારી ડીગ્રી મેળવેલા છે તેમને બો-લાવ્યા, તેમણે લક્ષ દઇ તપાસ કર્યો ને હિમ્મત દીધી કે કાંઇ ભય જેવું મને લાગતું નથી, ઇશ્વર કરશે તો બે ત્રણ દીવસમાં મટી જશે, તેથી તેની દવા શરૂ કરી તે દવા પીવા ઘણી આનાકાની કરી પણ તેના પતિએ ને મિણશંકરે કહ્યું કે દવા પી જાઓ આરામ થઇ જશે, તેથી નાખુશી છતાં તેમના કહેવાથી દવા કસાણે મોઢે પીએ. અનાજ ખાઇ ન શકાય તેથી દૂધ ઉપર નીભાવ રહેતો, દાકતર બએ વખત આવતા દેશી વૈદ પણ વખતો વખત તબીયત જોવા આવતાં છતાં કોઇ દવાએ અસર ન કરી તેથી દવા બંધ કરી,

પછીથી પંચામૃત ને ગંગાજળ તથા દૂધ પાયા કરતા મહા સુદિ ૩ રવિવારે રાતના ત્રણ વાગ્યે પ્રકૃતિ બહુ બગડી તેથી નીચે લઇ પધારીએ રાખ્યાં, પાણી ને પંચામૃત દેતાં આંખો ઉઘાડી અને ઠીક દેખાવ દેખાયો. રાતના પાંચેક વાગ્યે ચા કરી પાયો તે પીધો. સોમવારે પ્રાતઃકાળથી શુદ્ધિ જણાણી, આંખો ઉઘાડે ને કહીએ તે સમજે તેવી સ્થિતિ જોઇ. છોકરાં છૈયાં સૌ રાજી થયાં ને હવે ભય જેવું નથી એમ જણાયું. વૈદને આશા બંધાણી, પરંતુ બપોર પછી પાછી પ્રકૃતિ બગડી, દૂધ પીઓ એમ કહે ત્યારે મોં ફાડે ને દૂધ પીએ, શ્વાસનું જોર વધવા લાગ્યું, વૈદરાજ જેશંકરભાઇ હાજર જ રહ્યા, બીજા અમલદાર વર્ગના તથા બીજાં માણસો ને છોકરા તો પાસેથી ખસતાજ નહીં. રાતના ભાગમાં વધારો થયો, શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ, રૂદ્રીનો મુખપાઠ ચાલ્યા કરતા હતા, બે ઘીની દીવીના દીવા, ધૂપ, અગરબત્તી ત્રણ દિવસથી ચાલુજ હતાં. શ્રીશંકર ને શ્રીરામની ધૂન ચાલુ હતી. ગંગાજળ, પંચામૃત, પંચરત્ન, તુલસી, વગેરે હાજરજ હતાં. મહા સુદિ ૪ સોમવારના રોજ રાતના સ્ટાન્ડર્ડ ટાઇમના દોઢ વાગ્યે દેહ છોડયો. દેહ છોડયો ત્યાંસુધી કોઇ રડયા નહોતા. મરનારનો ભાઇ કાલીદાસ ઘણા કોચવાતા હતા, છોકરા પણ ગભરાતા હતા દેહ છોડયા પછી તેમની છાતી હાથ ન રહી.

પછીથી સારીપેઠે સુખડ મંગાવી, તુલસીનું સૂકેલ ડાળખું વગેરે મંગાવી વસંતપંચમીના રોજ પ્રાતઃકાળમાં સમુદ્રકિનારે શબને સ્નાન કરાવી અગ્નિદાહ દીધો.

મરણ સમયે ચારે છોકરાં હાજર હતાં.

એમના પતિનું જન્મભૂમિનું ગામ બાબરા, સગાંવહાલાં ને ના·

તનો સમૂહ તે તરફ તેથી તેણીની ઉત્તરક્રિયા કરવા સૌ બાબરે ગયાં. અમરેલીથી શુકલને બોલાવી યથાવિધિ તેની ઉત્તરક્રિયા કરી,

મરનારના ધણીના વડીલોની અવટંક રાજગરની છે. તેમને બારોટ છે બારોટના ચોપડા ઉપરથી જણાય છે કે, અસલ અંતરૂવેદ–કનોજ પાસે હતું ત્યાં રહેતા ત્યાંથી જૂનાગઢના રાજા રા ગેરીઓ લાવેલ. ત્યાં અંતરૂવેદીયા વ્યાસ કહેવાતા. જૂનાગઢના રાજા ચુડાસમાની વૃત્તિ આવી, તેમણે ગોર સ્થાપ્યા ત્યારથી રાજગર કહેવાણા. તેમનું ગૌત્ર કોશીક, શાખા માધ્યંદની, વેદ યજુર, પ્રવર ત્રણ ( ઔરવ, આપલવાન્, ને અંગિરા. ) દેવી ચંદ્રભાગા, તે જમનાવડા રાજગર કહેવાય છે. જમનાવડ ધોરાજી પાસે ગામ છે ત્યાં તેમના કુલદેવ જમનાવડા નાગનું થાનક છે, તે જમનાવડાનું બીજું થાનક જેતપુર પાસે આવેલ થાણાદેવળીમાં છે. ને આ બધા ત્યાં દર્શને જાય છે.

મહેતા નથુ તુલસી કરીને થઇ ગયા, તેમણે સારા નિયમો બાંધી ૬૨ ઘરનું તડ બાંધ્યું. તે વધીને હાલ બસો કરતાં વધારે ઘર થયાં છે આ સઘળાનો વ્યવહાર તે તડમાં ચાલે છે. મેતા ભવાનીશંકરના વખતસુધી બહુ સારી રીતે ચાલ્યું. મેતા ભવાનીશંકરના બે દીકરા માવજી ને દામજી. માવજી મેતા ગુજરી ગયા છે ને દામજી મેતો છે. માવજી મેતાના વખતમાં નાતમાં કજીઆ ટંટા થતા પણ પોતે જઇ તેમનું સમાધાન કરતા ને તેમના વખતમાં તેમના સલાહકાર પણ સારા હતા.

હવે નથુ મહેતાની નાતમાં કજીઆ ટંટા ને તડાં પડવા માંડ્યાં છે, સારે ઠેકાણે તેડાવવાથી કે પોતાની મેળે વરો હોય ત્યારે

દામજી મહેતા જાય પણ પોતે હજુ નહાની વયના ને સારા સલા-હકારની ખામીને લીધે સારૂં થતું નથી પણ બ્રાહ્મણનું બગડે છે ને સમાધાન ન થવાથી વિવાદ વધતો જાય છે પરિણામ આવે તે ખરૂં.

સ્વર્ગસ્થ મોધીબાઇની ઉત્તરક્રિયાપર બાબરે આવવા સમસ્ત નાતને નોતરાં પહોંચાડયાં હતાં ને નોતરાં મોકલનાર હિમ્મતમાં હ-તા કે ચાડીઆવાળા, દામજી ને બાબરાના જોશીઓ છે તો કશી અડચણ આવશે નહીં. ચાડીઆવાળા એમના પતિના મોસાળના છે તે લોકો તેના વડીલના વખતથી નાતમાં જોરદાર ને આ કારજ કરનારને ત્યાં તો તે કરતા હરતા ને કદી ન બગડે તેમ કાળજી રાખનારા, માવજી મહેતો પણ આવતા, ને જ્યાં જાય ત્યાં ગમેતે-વી તકરાર હોય તોપણ તેનો નીકાલ કરી જનારને ત્યાં વરો સુધારી દેતા ને તેમાંજ તેમની જવાની શોભા ગણાતી.

આ કારજ કરનારે કોઇને ત્યાં જઇ બગાડયું નથી, નાતમાં જવાનુંજ ભાગ્યે બને તો બીજી તકરારો તેના ઘર આગળ કોઇ લા-વશે નહીં એમ પણ તે માને.

કારજ ન બગડે ને સૌ એક પંકતે બેસી જમે એમ વચન લઇ ચાડીઆવાળા પ્રભુજી ને જોશી સામજી દામજી મહેતા પાસે નવેગામ ગયા, તેમની તે કબુલાત લઇ તેમને સાથે લઇ વખતસર બાબરે આવ્યા. અગ્યારમાને દિવસે સૌ નાતના સાથે જમ્યા ને વ-ચન પ્રમાણે વર્ત્યા. ને રાત્રીએ તેઓ તેમના વચન પ્રમાણે ન વર્ત્યા, ખંડયા પ્રભુજી કે જોશી સામજીનું વચન યથાવિધિ ન પાળ્યું, તે દામજી મહેતાએ સારૂં કર્યું કહેવાય નહીં. પોતાની શોભા કોઇને ત્યાં જઇ વચન આપ્યા પ્રમાણે તેનું સુધારી દેવું એમાં છે. એમાં કં-

રજવાળાને ઝાંખ નથી પણ સલાહકાર ને દામજી મેહેતાને છે. જેમ બને તેમ સમાધાની કરી પોતાના બાપદાદાની કહેવાતી નાત ન તૂટે ને બરાબર ચાલે તેમ રાખવાની પૂરી જરૂર છે, પણ જણાય છે એવું કે પોતાની નબળાઇને લીધે જુદાં તડ પડી જશે.

કારજ કરનારને ત્યાં તો નાતનાં તમામ માણુસો જમ્યાં હતાં પાંચ સાત હતા તે પાછળથી જમી ગયા. કોઇ નિરાશ થઇ ગયા નહોતા.

એક અનુભવી ને સૌ. મોંઘીબાઇની તમામ હકીકતથી વાકેફગાર ઘણા મુલકમાં પ્રવાસ કરેલ પુરુષ રા. અંબારામ મંગળજી ઠાકર મરનારના પતિપર ખરખરાનો પત્ર લખે છે તેમાં જણાવે છે કેઃ—“ મારી સૌ. બેનશ્રીના પ્રથમ ઉડતા કૈલાસવાસના ખબર સાંભળ્યા, બીજે દહાડે રા. પ્રાગજી પાસે જઇ પત્તું ગઇ કાલરોજ બારપર બે વાગતે વાંચી પારાવાર દીલગીર થયો છું જન્મ મરણ નાનું મોટું એતો સંસાર અને શરીર પ્રારબ્ધ હોય ત્યાંસુધીજ રહે છે, પણ પતિસેવા તનમનથી ઉઠાવનાર એ અમારી બાઇજ હતી, હરકોઇ માણુસના ગુણ વિયોગમાજ સાલે છે, આમ અનુભવ અને અનુભવીઓ કહે છે તે સત્ય છે આપને આખી ઉમરસુધી અમારી બાઇનો સેવાધર્મ ખટકશે. અને બીજાથી એ ખોટ પુરી નહીંજ પડે આ સત્ય છે ઘરનો કારભાર ચલાવવો મે મેમાન વગેરે સર્વમાં સચાયા થઇ રહેતું ને સહકાર્યમાં કુશળપણું, પવિત્રતાની અવધિ એ તેનામાં ઇશ્વરી બક્ષીશ હતી, પતિની અગાઉ માઘમાસના શુકલપક્ષમાં સોમવારે મૃત્યુ એ સદાશિવ, સંત ને પતિભકિતનો પ્રતાપ ખુલ્લો છે. હું મારાજ સ્વાર્થે દીલગીર છું એમ નહીં પણ ઘરનો થંભ અને નવિન વહુઓને હમેશનું ઢાંકણ. પુત્રીઓને વિશ્રામસ્થાન

અને લાગતા વળગતા સર્વને તેમનાથી જે લાભ હતો તે સર્વ નાશ પામવાથી અમો ઘરનાં સર્વ દીલગીર થયાં છીએ. પ્રભુકૃપાથી તેના આત્માને હમેશને માટે ઇશ્વર શાંતિ આપે."

કરાંચીથી પંડિત "પ્રવાસી" રેવાશંકર ગણપતરામ નીચે પ્રમાણે લખે છે:—

" સંસારમાં મળતાં અશેષ સુખનું સાધન અસ્ત થયું ! વાંચી હૃદયમાં આઘાત થયો, તેજ વખતે ઋણાનુબંધના નિયમને સ્મરી શાંત થયો. હવે સંસાર અસાર થયો. તે સસાર તો હરિશરણના આશ્રયેજ થવાનો અન્ય સાધન નથી. એ આપને કહેવું પડે એમ છેજ નહિ.

સુખમાત્ર શાંતિમાં સમાય છે, તે શાંતિ ધારવા પ્રાર્થના છે અનુકુળ પ્રતિકુળ મનની માન્યતા છે, જે સંસ્કારવશાત્ સ્ફુરે છે છતાં તે દૈવાધિન હોવાથી શાંતિ વિના છુટકોજ નથી. એ સ્મરણમાં રહેવા સ્મરણ કરાવવા પૂરતુંજ કથન છે.

શું લખું ? ને શું વદું ! હૃદય સ્તબ્ધ છે ને મરનાર માટે નહિ પણ આપ માટે. મરનાર પૂર્ણ ભાગ્યશાળીજ ગણાય એ એક હર્ષકર પણ ખરું. નિષ્કપટ અંતરના પ્રતાપે કહો વા પતિસેવા પ્રભાવે કહો, કે શ્રેષ્ઠ જનની કૃપા વા સુકૃત કે પૂર્વસંસ્કાર જે કહો તે પણ આ સંસારમાં કૃતકૃત્યપણું મેળવી જનાર માટે હર્ષ થાય તે ખોટું નથી.

બાળકોને બે પક્ષનું સુખ આપવાની આપને માથે પડેલી ફરજ માટે દઢતા અને શાંતિ પ્રભુ આપે એજ એની પ્રત્યે પ્રાર્થના છે જે સર્વજ્ઞ પૂર્ણ કરશેજ. "

**શ્રીયુત કહાનજી ધર્મસિંહ કવિ મુંબઇથી નીચે પ્રમાણે લખે છે:-**

અખંડ સૌ. મોંઘીબાઇ વિષે દીર્ઘકાળના—આશરે ૩૦ વર્ષના પરિચયથી જે કાંઇ મારા જાણવા જોવામાં આવ્યું છે તે ઉપરથી તેઓ એક ખરેખરાં સદાચરણી, સાધ્વી અને સતી સ્ત્રી કહી શકાય. તેઓ અંગ્રેજી કિંવા ઉંચા પ્રકારની અન્યભાષા ભણ્યાં નહોતાં તેમ કોઇ પણ પરીક્ષા આપી પાસ થયાં નહોતાં, પરંતુ સ્વભાષા ( ગુજરાતી ) નું સારૂં જ્ઞાન ધરાવતાં હતાં અને પોતાના ગુણી પતિ જ્યારે કુંતીઆણા ગુજરાતી શાળાના મુખ્ય અધ્યાપક હતા, ત્યારે તેઓએ તેમના હાથ હેઠળ કેળવણી લઇ કન્યાશાળા સ્થાપી તેનાં શિક્ષક તરીકે સ્ત્રીજાતિની કિંમતી સેવા બજાવી હતી. હાલ સૌરાષ્ટ્ર પ્રાંતમાં સ્ત્રી કેળવણીની જે જાગૃતિ જોવામાં આવે છે તે પ્રતાપ આવાં ઉત્સાહી બહેને કરેલા આરંભનોજ છે, ઘરકામમાં ડહાપણદાર, મર્યાદાશીળ, વિવેકી, આતિથ્યમાં આગ્રહવાળાં અને નિરંતર શાંત પ્રકૃતિનાં હતાં. એમનામાં દોષ દુર્ગુણનો તો અંશ પણ નહોતો. આવી બહેનો આપણા સંસારને ઉદાહરણરૂપ થઇ પડે. એમણે આ ક્ષણભંગુર દેહ છોડયાથી નિકટનાં સંબંધીઓને તો શોક થાય એ સ્વાભાવિક છે; પરંતુ અમો દૂર બેઠેલાને પણ ઘણું લાગે છે, કર્તવ્યમાં છેવટ એજ કે પરમાત્મા પ્રભુના ધામમાં તેમને નિરંતર સુખશાંતિ મળે એજ આપણે અંતઃકરણ પૂર્વક માગીએ. તથાસ્તુ. ”

**વિદુષી સૌભાગ્યવંતાં માણેકબાઇ કવિ કહાનજી ધર્મસિંહનાં પત્નિ પોતાનો અનુભવ નીચેનાં લખાણથી પ્રદર્શિત કરે છેઃ—**

“ અખંડ સૌભાગ્યવંતાં મોંઘીબાઇને માટે મારે તે શું લખવું! એણે જીવી પણ જાણ્યું અને મરી પણ જાણ્યું, જગતના કોઇ

પણ જીવોની તૃષ્ણા શું કદી તૃપ્ત થાય છે ? નહિજ. તથાપિ આપણે એમના જીવન વર્તન તરફ જોઇશું તો જણાશે કે ઘરની ઘણીજ સારી વ્યવસ્થા, પૂર્ણ સંતોષ વૃત્તિ, ભોળું ને ભલું મ , એમનામાં એ ગુણો તરતા હતા.

બાલકો પ્રત્યે તો દરેક માતા પ્રેમભાવવાળાં હોયજ, પણ આ બાઇ તો પોતાના પતિના જે સ્નેહી તથા તેનાં જે બાલકો હોય તેના પ્રત્યે પણ પોતાનાજ પુત્ર પુત્રી જેવો ભાવ રાખતાં હતાં. આ અતિ ઉંચા મનની નિશાની છે. આ ઉપરાંત વળી શાસ્ત્ર ઉપર શ્રદ્ધા, ઇશ્વર ભક્તિની સાથે પતિસેવા અને નિરંતર પતિભક્તિ, નજરે જોનારને અજબ આનંદ ઉપજાવતી હતી. એમના જન્મ્યાનું સાર્થક સારાં ભાગ્યે અર્થાત્ ' तनयेतनयोत्पत्तिःसुरवरनगेरकिमाधिकयम्" દીકરાને ત્યાં દીકરા જોવા એ સુખ ઇંદ્રથી પણ અધિક કહ્યું છે. વળી આખર વખતે તેનાં ચારે બાળકો પાસેજ હતાં એટલે કે કોઇનો વિયોગ રહ્યો નથી. તેમ અંતકાલનાં કષ્ટ ભોગવ્યા સિવાય તેઓ સુખપૂર્વક સ્વસ્વરૂપમાં સમાયાં એ પ્રતાપ એ બાઇની પૂર્ણ પતિભક્તિનોજ એમ હું માનું છું. પરમ કૃપાળુ પરમાત્મા એના આત્માને સદા શાંતિ આપો હરિ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

એ સદ્ગુણીની પતિભક્તિની પરિસીમા, ધર્મ પરની શ્રદ્ધા, પરગજુપણું, કોમળ ને નિર્મળ અંતઃકરણ, સમાન વૃત્તિ વગેરે ગુણોથી અલંકૃત હોઇ આ જગતમાંથી જશ કમાવ્યો. ને જીવી પણ જાણ્યું ને મરી પણ જાણ્યું મરણ પણ ઉંચા પ્રકારનું જોઇ તે તેમના ઉંચા પ્રકારના નિયમોનું ને ઉંચી વૃત્તિનું ભાન કરાવે છે. છેવટ તે આર્યબાલાના આત્માને ઇશ્વર શાંતિ આપો.